## —: સમર્પણ :—

શત્રુને ય નિર્દોષ હાસ્યરેખાથી નિઃશસ્ત્ર બનાવતા,
સરમુખત્યારીની અનોખી ભાત પાડતા,
જગત સરમુખત્યારીના મોવડી સમા,
ભારતવર્ષના શસ્ત્રવિહોણા સરનશીન,
"ઇશુના એ અનુજ"

**મહાત્મા ગાંધીજીને**

## અનુક્રમ


| | | |
|---|---|---|
| સરમુખત્યારીનો સાદ | પૃષ્ઠ | ૧ |
| એડોલ્ફ હીટલર | ,, | ૭ |
| તોપગોળાના જડબામાં | ,, | ૧૩ |
| પ્રજાતંત્રને માર્ગે | ,, | ૧૩ |

બર્લીનને માર્ગે કૂચકદમ . . . . પૃષ્ઠ ૨૫
રાજદ્રોહી હીટલરનું તહોમતનામું . . . „ ૩૦
કારાવાસનો અતિથિ . . . . „ ૩૮
અંધકારની ખાઇમાં . . . . „ ૪૩
હીટલરનો વિજયડંકો . . . . „ ૪૮
જર્મનીની જાગૃતિ : યાહુદીઓનો નાશ . . „ ૫૫
નાઝીઓનું જાહેરનામું . . . . „ ૬૧
હુર્નીંગ અને હીટલર . . . . „ ૬૪
વિજયને પંથે . . . . . „ ૬૭
જર્મનીના પાયતખ્ત ઉપર . . . . „ ૭૨
સરમુખત્યારના શાગીર્દો . . . . „ ૭૮
હીટલરનું આર્થિક પીઠબળ . . . . „ ૮૫
જર્મનીના જવાંમર્દો . . . . „ ૯૦
હીટલર-મુસોલીની-સ્ટેલીન . . . . „ ૯૭
જર્મનીના શસ્ત્રસરંજામ . . . „ ૧૧૨
સારની વિજય-યાત્રા . . . . „ ૧૧૯

# સરમુખત્યારીનો સાદ

યુરોપની સંસ્કૃતિ જગતને કઇ તરફ લઇ જશે? યુરોપના રાજપુરુષો દુનિયાને ક્યાં ઘસડી જશે? વિગ્રહના ઘેરાતાં વાદળ આલમને અંધકારની કઇ ખીણમાં નાખશે? જગતની સુધરેલી પ્રજાનો વધતો જતો શસ્ત્રસરંજામ માનવતાને ક્યાં ફેંકી દેશે? પ્રજાસંઘની કચેરીમાંથી, શસ્ત્રસંન્યાસ પરિષદમાંથી, રીસભેર નીકળી જઇને હીટલર જગતશાંતિની કૂચને રુંધવા માગે છે એવા અનેક પ્રશ્નો અખબારોની કટારોમાં, પંડિતોના વ્યાખ્યાનોમાં, રાજકારણી પુરુષોના પુસ્તકોમાં, આપણે વાંચીએ છીએ અને સાંભળીએ છીએ

મહાન વિગ્રહ પછી યુરોપ કેવળ પ્રજાવાદથી શ્રમિત થઇ ગયું છે ૧૯૧૮ પછી જગતમાં સરમુખત્યારીનું પ્રચંડ મોજું ફરી વળ્યું છે. રશિયામાં શ્રમજીવીઓની સરમુખત્યારી છે ઇટાલીમાં મુસોલીની સત્તાને શિખરે છે ઓસ્ટ્રિયામાં ડૉલ્ફસના એકલા હાથમાં ઓસ્ટ્રિયાનું ભાવિ રમતું હતું ટર્કીનું કીસ્મત આજે કમાલપાશાના હાથમાં છે. સ્પેઇનમાં ૧૯૩૧ સુધી જનરલ ડી રીવેરાની સરમુખત્યારી હતી પોલેન્ડની નાનકડી પ્રજા માર્શલ પીલ્સુડસ્કીનો આદેશ માની રહી છે ઝેકોસ્લોવેકીઆમાં મેઝેરીક જેવા અનુભવી અને વૃદ્ધ રાજપુરુષ સરમુખત્યારી ભોગવે છે પણ ૧૯૩૩ના માર્ચમાં એડોલ્ફ હીટલરના હાથમાં જર્મનીની સાતકરોડની પ્રજાના ભાવિની લગામ સોંપાતા, યુરોપભરમાં

સરમુખત્યારીનુ ભવ્ય મંદિર રચાઈ ગયુ છે. એની ઉપર જર્મનીમા હીટલરના સત્તાને શિખરે આવવાથી જાણે કળશ ચડ્યો. યુરોપમાથી, અને વિશેષ સરમુખત્યારોના દેશોના સીમાડાઓમાથી પ્રજાવાદની ભાવનાને દેશવટો મળ્યો છે. સ્વતંત્ર વિચાર પ્રણાલિકાને નિષ્ઠુર રીતે રૂખસદ આપવામા આવી છે.

૧૯૧૮ સુધી જર્મનીમા લડતી ટુકડીઓમાનો એ અદનો સિપાઈ હતો. વિએના અને મ્યુનીચના રાજમાર્ગો ઉપર એ નીકળતો ત્યારે ભાગ્યે જ બે ચાર માનવીઓ એને સલામ ભરતા. આજે આલમભરની આંખ એડોલ્ફ હીટલર ઉપર મંડાઈ છે. દુનિયાના રાજપુરુષોના અને યુરોપના મુત્સદીઓના નયન હીટલરના એકેએક હલનચલન ઉપર એક-એક વાક્ય ઉપર ખોડાઈ ગયા છે. જગત એની સામુ આંખ ટશે જોઈ રહ્યુ છે. દુનિયાને એનો એક હરફ માત્ર ધારે છે. એના પાચ મિનિટના ભાષણ ઉપર યુરોપના રાજપુરુષો કચેરીઓ ભરીને ન્યાય તોળવા બેસે છે. હીટલરની વાત આખથી યુરોપ ધ્રુજે છે. એની હીલચાલ યુરોપના રાજકારણના પાણી ડોળી નાખે છે.

સત્તાને શિખરે આમ એ ક્યાથી આવી ઉભો? ૧૮૩૦ના માર્ચમા હીટલરની પાછળ જર્મની ઉભુ છે, એ જાણ થતા યુરોપની રાજકચેરીઓમા એક પ્રકારની અશાતિ ફેલાયેલી. બાવેરીયાના નાનકડા ગામમા જકાતખાતાના નોકરનો હીટલર દીકરો હતો. નાનપણમા એ જુલીયસ સીઝર અને નેપોલીયન બોનાપાર્ટની વાતો મોડે સુધી વાચતો. રાત અને દિવસ જંગલમા એકલા ફરતા, વગડામા નિશાળના દોસ્તોથી દૂર રખડતા, એને સીઝર, અને નેપોલીયનના સ્વપ્ન આવતા. એને ય જર્મનીના પાયતખ્ત ઉપર બેસવાના કોડ ત્યારે જાગતા.

બાવેરીયાના નાના ગામડામાથી એક દિવસે થોડા ચિત્રોનું પોટકુ લઈને એ વીએનાના સ્ટેશને ઉતર્યો. એના વાળ વીખરાયેલા હતા,

એના કપડા ગંદા હતા, એનું ખિસ્સુ ખાલી હતુ. વીએનાના કળાગૃહમાં એને પરવાનગી ન મળી એના ચિત્રો નાપસંદ કરવામાં આવ્યા, હાથમા ચિત્રોનુ પાકિટ રાખીને વીએનાના ધોરી માર્ગે અને નાની શેરીઓમ એ રોજગારી કે ધંધાની શોધમા ફર્યો. રેખાચિત્રો દોરવાના કોડને મારી નાખી હીટલર મજૂર થયો–કડિયાનો હાડિયો થયો. હીટલરને દિદારે જર્મનીની પતિત પ્રજાના રેખાચિત્રો દોરવાનુ કામ આવવાનુ હતું, દુભાયેલા અને પડેલા જર્મનીની ઇમારતની ઇંટો મૂકવાનુ કામ એને આવવાનું હતુ આજે એડોલ્ફ હીટલર શૂન્યમાથી સરદાર બન્યો છે. ઇતિહાસના સરમુખત્યારોની હરોળમા આજે હીટલરનો પોલાદી પંજો બહાર દેખાય છે જર્મનીનો પ્રગતિરથનો એ સારથી છે. સાત કરોડની અપમાનિત પ્રજાનુ નાવ આજે બાવેરીયાના એક જગાતી અમલદારની હથેળીમા ઝુમી રહ્યુ છે ? પરાજિત પ્રજાનો એ બહાદૂર સેનાની છે. યુરોપના ભડવીરોની કતારમા એ મોખરે છે હીટલરનો લોહમંત્રી ગેરીંગ લખે છે કે હીટલર આવતા જર્મનીએ પોતાનો ગુમાવેલો આત્મા પાછો મેળવ્યો છે એનો ગયેલો પ્રાણ પાછો મળ્યે છે હીટ-લર એ જર્મનીનો ભાગ્યવિધાતા છે કરોડો જર્મનો પૂજ્યભાવે એને દેખતા નમે છે એને જોવા સકડો ગાઉથી ભેગા થાય છે, એની જબાનમા એમની ભાવના અને વિચારણાનો પ્રતિધ્વનિ સાંભળે છે

ખરેખર જર્મનીનો હીટલર તારણહાર છે ? હીટલરની પાછળ જર્મની આખુ ઉભુ છે એ વાત ખરી છે ? હીટલરની પ્રવૃત્તિમા જર્મન પ્રજા એનો આત્મા નિહાળે છે ? જર્મન પ્રજાને હીટલરે જાગૃત કરી છે ? હીટલર એ જર્મનીનો સાચો પ્રજાસેવક છે ? હીટલરમા (1)મુત્સદ્દીગીરીના તત્ત્વો છે ખરા ? હીટલરનો નાઝીવાદ જર્મનીની ભૂખી (1 જનતાને રોટયો આપી શક્યુ છે ? હીટલરમા સાચી મહત્તા છે ? હીટલરની સત્તા જર્મનીમા ટકશે ?

હીટલરનો હું પૂજક નથી, હીટલરવાદનો હું અનુયાયી નથી, નાઝી વાદે ૧૯૩૩ના માર્ચમા સમાજવાદીઓ અને સામ્યવાદીઓને જર્મનીમાથી નિર્મૂળ કરવાનો નિર્ધાર કર્યો, અને સામ્યવાદનો સદંતર વિનાશ કરવા હીટલરના તંત્રે જે નિર્દય ઝુબેશ ઉઠાવી, એ યુરોપીય ઇતિહાસનુ એક કાળુ પ્રકરણ છે.

રાહસ્ટાગની આગનો આખો પ્રસગ ગોરીંગે નીપજાવી કાઢીને જર્મનીમાથી સામ્યવાદની જડ સદાયને માટે કાઢી નાખવાની એ પ્રવૃત્તિ એ નાઝીવાદની કલંક કથા છે. સેંકડો વર્ષોથી જર્મનીમા સ્વદેશ કરીને રહેલા યાહુદીઓને યાહુદી હોવાને કારણે નિર્દયતાપૂર્વક હાંકી કાઢવામા આવ્યા એ હીટલરની મનોદશાએ સુધરેલા જગતમા રોષનો મોટો ઝંઝાવાત પેદા કરેલો, ..

હીટલરની મહત્તા શેમા છે? હીટલરના નાઝીજર્મનીએ યુરોપની અને જગતની મહાપ્રજાઓનુ ધ્યાન કેમ ખેચ્યુ છે? જ્યારે જર્મનીનુ વહાણુ નામોશી અને અપમાનના જળમાં ડૂબતુ હતુ, ત્યારે હીટલરે સમાનતા, સમાન અધિકારોની, રાષ્ટ્રના સ્વમાનની ઘોષણા કરી કોઇ આર્જરી કે બિમાર માણસને કોઇ ઉત્તેજક પદાર્થ મળતા ચેતનવંતો બને એમ રાષ્ટ્રિય અપમાનના રોગથી પીડાતા જર્મનીને હીટલરનું જીવનતત્ત્વ મળતા એ જર્મન પ્રજા હીટલરના નેજા નીચે આવી ઉભી હીટલર જર્મનીને જગતની મહાન સત્તાઓની હરોળમા ઉભુ રાખવા માગે છે જર્મની કે જેના હથિયાર લઇને એના દાંત કાઢી નિર્વીર્ય બનાવવાની તરકીબ યોજવામા આવી છે, એનો જાહેર રીતે આજે અનાદર કરે છે, વર્સેલીના કરારનામાથી જર્મન પાસેથી શસ્ત્રોનો સરંજામ છીનવી લેવામા આવ્યો છે, એ સધિની સામે હીટલરનો રોષ છે. સ્વમાનનો જે સધિમા છડેચોક ભંગ થાય છે, એવી સધિ અને કોલકરાર હીટલરને એક કાગળના ટુકડાથી જરાય વધારે મૂલ્યવાન નથી કાયમને

માટે જર્મની પરાજિત અને બીજી પ્રજા વિજેતા, એ ઉચી અને નીચી ભાવનાની હીટલર ભરમ કરવા ઇચ્છે છે. યુરોપની મહાપ્રજાઓ જ્યારે પુન શસ્ત્રોથી સજ્જિત થાય છે ત્યારે જર્મની નિનહથિયાર રહીને કેમ જીવી શકે, એ એનો જગતને પ્રશ્ન છે. જગતમા અને યુરોપમા શાતિ પ્રસરે એમ એનો દાવો છે, પણ યુરોપની મહાપ્રજાઓની હરોળમા જર્મનીને હીટલર સમાનતાના દરજ્જે ઉભવા જોવા ઝખે છે. એ સમાનતાને ખાતર જર્મનીના મહાચોકમા મશાલ લઇ હીટલર ઉભો છે. જર્મનીને પરાજિત કરી સદાકાળને માટે અપમાનિત દશામા રાખવા આકાક્ષા સેવતા ઇગ્લાડ અને જર્મની અને સારા યે યુરોપ તરફના રોષ અને અસતોષની એ મશાલ છે. જર્મનીની પુન જાગૃતિના એ મશાલચીને આજે તો યુરોપની શાતિના મહા ભયકર શત્રુ અને ભય રૂપે સારુ યુરોપ લેખે છે. જીનેવામા બેસનો પ્રજાસઘ એની 'સમાનતા'ની ન્યાયભરી હીલચાલને થભાવી શક્યુ નથી, યુરોપની મહાપ્રજાઓ "રાષ્ટ્રપુનરુત્થાન" નશાથી ગાડા બનેના જર્મનીને અટકાવી શકી નથી.

સાત કરોડની મહાપ્રજાને નિરાશા, નિરુત્સાહ, અને અપમાનની અધારી ખાઇમાથી ઉચે લાવવાની હીલચાલ હીટલરે આરભી જર્મનીનો ખોવાયેલો આત્મા 'નાઝીવાદ'થી જડયો જર્મનીને ચેતનવતો બનાવ વાનો હીટલરનો ફાળો જર્મનીના ઝડાધારીઓમા મોટો છે ઇતિહાસકારો એને ભૂલી શકે એમ નથી.

આજે અનેક સ્થળોએ પ્રશ્નો પૂછાય છે કે "હીટલર અને હીટલરવાદ જીવશે?" હીટલરે જર્મનીના લાખો કિસાનો અને કામદારોને રોજી આપવા અને રોટી પહોચાડવા કેટલાક પ્રયત્નો કર્યા છે? જર્મનીના ઇતિહાસમા હીટલરનુ સ્થાન ક્યાં હશે? એ પ્રશ્નોના જવાબ આજે યુરોપના વિચારકો અને લેખકો તરફથી સત્વર આપી શકે તેમ નથી.

જર્મની આજે પરિવર્તનકાળમાંથી ઉપન્ન થઈ રહ્યું છે. જર્મનીમાં હજુ પક્ષોનો, વિચારોનો, ભાવનાઓનો, અને વાદોનો, સંક્રામકાળ ચાલે છે. હીટલર અને નાઝીવાદને ન્યાયના ત્રાજવામાં તોળવાની ઘડીની હજુ વાર છે. પણ બે ત્રણ વર્ષોનાં પ્રસંગો દેખાડે છે કે હીટલરમાં સાચી મહત્તા નથી. એમીલ લેંગ્વેન કહે છે એમ "હીટલર એ રચનાત્મક મુત્સદી નથી." આઇન્સ્ટાઇન કહે છે તેમ "હીટલર જર્મનીનાં પ્રત્યાઘાતમાંથી જન્મેલ છે." હીટલરવાદમાં જર્મનીને ચિરકાળનો આરામ અને શાંતિ આપી શકે એવું ઉંડાણ નથી, એવી રચનાત્મક ભાવનાસૃષ્ટિ નથી, નવી યોજનાશક્તિ નથી. હીટલર અને નાઝીવાદમાં જગત જે નવા જગત તરફ કૂચ કરી રહ્યું છે, તેનાથી દૂર લઈ જવાનાં બીજ છુપાયેલાં છે.

હીટલર અન્યાય અને અસમાનતાની સામે ઝૂઝી શકે છે, ન્યાય અને ઇન્સાફ નથી આપી શકતો. હીટલર 'રાષ્ટ્રીય સમાજવાદ'નાં ગુલાબી ભાષાભડંબળનો આશરો લે છે, છતાં સમાજવાદનો એ કટ્ટર શત્રુ છે. એ વિનાશક છે, એ સર્જક નથી. આજનાં જીવંત સરમુખત્યારોમાં સૌથી વિશેષ ફાળો રાજકારણનાં પાણી ડોળી નાખવામાં એણે આપ્યો છે. યુરોપને એનો અવાજ થરથરાવે છે, છતાં હીટલર એ આજનો પુરુષ છે, કાલની પ્રજાનાં ઘડનાર સરમુખત્યારોની કતારમાં એનું નામ નીચે રહેશે.

યુરોપનાં દેશોમાં આજે સરમુખત્યારોનું શાસન ચાલે છે. અમેરિકાએ જેણે પ્રજાવાદની અમૂલી ભેટ જગતને ચરણે ધરી, એણે રૂઝવેલ્ટને પોતાની નાડ સોંપી છે. આર્થિક પક્ષાઘાતથી પીડાતા, અને અર્થસંકટથી અંધકારમાં પ્રકાશ શોધતા દેશોના સરમુખત્યારો પોતાના દેશોને પગભર કરવા પ્રયત્ન કરે છે, પણ એ થીંગડાં માત્ર છે. એ સરમુખત્યારીની ભાવના પાછળ લાખો માણસોનાં બાજીગર થવાની ઇચ્છા છે,

સત્તાનો શોખ છુપાયેલો છે, આત્મગૌરવથી દેશને આંજી દેવાનાં કોડ છે. એ સરમુખત્યારી વ્યક્તિ માત્રની છે. પ્રજાજીવનનાં સાચા ઉત્કર્ષનાં માર્ગે આજની સરમુખત્યારી ન.જ લઇ જઇ શકે. આજની સરમુખત્યારી જગતનાં મહાપ્રશ્નો અને અનર્થોનો ઉકેલ કરી શકે તેમ નથી. પ્રજાને જે પોષે છે, પાળે છે, પ્રજાજીવનનાં ટકાવ માટે જેની જીંદગાની સદા ય ગરીબીની અસહ્ય ભઠ્ઠીમાં શેકાય છે એવા કિસાનો, કામદારો, અને કારીગરોનાં સ્પષ્ટ હિત અને કલ્યાણમાં જેનો પાયો છે, એવી જ સરમુખત્યારીની ઇમારત તરફ જગત જઇ રહ્યું છે, ઝંખે છે. વ્યક્તિવાદ ઉપર રચાયેલી યુરોપ અમેરિકાની સરમુખત્યારી ગરીબ જનતાની છેતરપીંડી કરે છે, ક્રૂર હાંસી કરે છે. શ્રમજીવીઓની સરમુખત્યારી સસવતા વાયરામાં વ્યક્તિગત સરમુખત્યારીની એ ઉંચી ઇમારતને આવતી કાલે હલમલાવી નાખશે.

પ્રજા જીવનને ઘડવાની માયાજાળ રચી સત્તાનો શોખ શમાવવાનાં અભિલાષ સેવતા સરમુખત્યારોની એ આડંબરી ઇમારતો કાળનાં પ્રવાહમાં ક્યાં ય ક્યાં ય ખેંચાઇ જશે એમ આધુનિક જગતની હીલચાલો બોલે છે. દેશ દેશનાં સરમુખત્યારોએ દુનિયામાં અવિશ્વાસની ભાવના વધારે જોરદાર બનાવી છે, અશ્રદ્ધાની મોટી દીવાલ ઉભી કરી છે. શસ્ત્રોનાં ડુંગર પેદા કરવામાં મોટો હિસ્સો આપ્યો છે, શાંતિકાળમાં દુનિયાને 'લડાયક છાવણી'ઓ બનાવવામાં જબ્બર હિસ્સો આપ્યો છે. આજની રાજકીય અસ્થિરતામાંથી ઉગરી જવાનો, આર્થિક પક્ષાઘાતમાંથી છટકી જવાનો, અને જગતને સુખ, સંપત્તિ, આરામ અને શાંતિનો એક જ માર્ગ છે, તે સરમુખત્યારીનો. એ સરમુખત્યારી વ્યક્તિની નહિ, પણ સમસ્ત આમવર્ગની, શ્રમજીવીઓની સરમુખત્યારી જ એ સૃષ્ટિને સ્વર્ગ બનાવવાની સાચી સીડી છે. દુનિયાભરના કલાકારો, કિસાનો અને કામદારો સત્તાનાં સિંહાસને હશે, એ દુનિયા કેટલી

સુંદર હશે ! એ જગત કેટલું ગૌરવભર્યું હશે ? "શ્રમજીવીઓની સરમુખત્યારી" એ સ્વપ્ન કેટલું ભવ્ય અને મનોહર છે ! કોનો વિજય થશે? સત્તાના શોખીનોનો કે શ્રમજીવીઓની સરમુખત્યારીનો ? શ્રમજીવીઓના પરસેવાનાં બિંદુએ બિંદુથી જગત ઘડાયું છે. દુનિયાની સંપત્તિ એનાથી સર્જાઇ છે, સૃષ્ટિનો આખો યે વિકાસ અને પ્રગતિ એનાં શ્રમથી સંકળાયેલાં છે. શ્રમજીવીઓને અને આમવર્ગને પ્રજા-સત્તાનાં આસનેથી અળગા રાખવા એ કાળની નિષ્ઠુર હાંસી છે. ઇન્સાફ, નેકી, ન્યાય અને માનવતાનાં સિદ્ધાંતો જોરથી પોકારે છે કે આવતી કાલની દુનિયામાં શ્રમજીવીઓની સરમુખત્યારી હશે.

ભાવનગર }
૩-૩-૩૫ }

લક્ષ્મીદાસ દાણી.

# એડોલ્ફ હીટલર

ઑસ્ટ્રીયાના પાટનગર વીએનાના વિશાળ સ્ટેશનનાં પ્લૅટ-ફૉર્મ ઉપર ગાડી થંભી, અને ત્રીજા વર્ગના ડબ્બામાંથી એક કુમાર નીચે પગલાં માંડી રહ્યો હતો; ગરદન સાથે ટીંગાડેલી થેલીમાં થોડાક સીક્કા પડયા હતા. એની પીઠ ઉપર પોટલું ઉચકેલું હતું. ગ્રામ્ય ખેડૂતના દીકરાની જેમ ભીતિભર્યો એ વીએનાના રાજમાર્ગ ઉપર પગ ઠેકવ્યે જતો હતો. સોળમુ વર્ષ પૂરું કરીને સત્તરમાં વર્ષમાં એ નવ-જુવાન પ્રવેશતો હતો. નમાયો, નબાપો એ કોઇનો બેટો, અનાથ શો ધંધા સારૂ, પેટના ગુજારા માટે વીયેનાની શેરીઓમાં આથડી રહ્યો હતો; રોજી કાજે પગરખાં વગરનો મોટી નગરીનાં માર્ગ એ વીંધતો ચાલ્યો જતો હતો.

ગામડાંમાંથી નાસી આવેલા એ કુમારનાં માથાં ઉપરથી રેશમી વાળનાં જુલફાં, એનાં નેત્રોની આસપાસ અનિલની લહરીઓમાં નાચી રહ્યાં હતાં. સુંવાળા કેશની એ લટો વૃક્ષ રાજી શા એના ભાલને આચ્છાદી રહી હતી. એની ગતિમાં ચપળતા હતી; એની આંખોમાં ચમકાર હતો; એની ચાલમાં પુરુષત્વભરી છટા હતી. જર્મનીનો નાથ થવા સરજાયેલો એ અનાથ છોકરો રાત પડે થાક ઉતારવા મજૂરોની વીશીઓને ઢૂંઢતો રખડતો હતો. એનું નામ હતું એડોલ્ફ હીટલર.

એનાં લાલ મુખ ઉપર જુવાનીની ગુલાબી ઉગતી હતી. દુનિયાથી, સંસારની રીતિઓથી, શહેરી જીવનનાં દંભ અને આડંબરથી અજાણ હીટલર લેમ્બાકનો ગ્રામ્ય પ્રદેશ છોડીને વીએનામાં આવ્યો હતો. નાનપણમાં કોઇ શહેરની રંગભૂમિનાં દ્વારપાળ થવાની એ ઇચ્છા સેવતો હતો. થેલીભર વીએના તરફ ભટકતા ભટકતા એ હીટલરની કલ્પનામાં ક્યાંથી હોય કે રંગભૂમિમાં દ્વારપાલ થવાનાં કોડ સેવતો એ ૧૯૩૩માં જર્મન ગહમાન્યની રંગભૂમિનો મહાન અભિનયકર્તા થવાનો છે?... બચપણમાં તેલનાં દીપકનાં પ્રકાશમાં કાગળનાં ઢગ ચીતરીને એ કુમારે બગાડ્યા હતા. થીગડાંવાળી પ્રવાસથી મેલી થયેલી એ થેલીમાં બે ચાર ડઝન ચિત્રો એનાં કલાકારિત્વને સાબિત કરવા એની સાથે હતાં. ઑસ્ટ્રીયાના એક પ્રાન્તમાં જગાતખાતાના નાના કારકુનનો એ દીકરો હતો. વીએનાનાં રાજવૈભવ અને મોજશોખમાં રંગાયેલાં લાખો માનવીઓ આ ગ્રામ્ય કુમળનાં આશયઅભિલાષ ક્યાંથી પીછાણે! વીએનાના કલામંદિરમાં વિદ્યાર્થી તરીકે પ્રવેશવાનાં હીટલરે નિરર્થક પ્રયત્ન કર્યા. ગામડાના અણઘડ, બિનસલાહદાર, અસંસ્કારી દેખાતા એ હિટલરનાં ઝાંખા, અપૂર્ણ, અને શાહીથી રેળાયેલાં ચિત્રો મુખ્ય અધ્યાપકને ન આકર્ષી શક્યાં.

માતપિતા વિહોણા હિટલરે નસીબ અજમાવવા આટઆટલા જોજનની મજલ ખેડી હતી. હીટલરના પિતા એડોલ્ફ જગાતખાતાના મુખ્ય કારકુન થાય એ એની હેલ્લી ઇચ્છા હતી. તેર વર્ષના એડોલ્ફે માતાને અને પિતાને એનો માર્ગ જુદો છે એમ દ્રઢતાપૂર્વક જણાવ્યું હતું. તેર વર્ષની કુમાર વયે નાના હીટલરને (એલેક્ઝેન્ડર ધી ગ્રેટ,) (નેપોલીયનના, શાર્લમેન અને સીઝરનાં સ્વપ્નાં આવતાં. જર્મની અને યુરોપનાં મહાન અને ભવ્ય શાસકો, અને લોકપુરુષોનાં જીવન ચરિત્ર અને ઇતિહાસ વાંચતાં એ આનંદ અને ઉત્સા-

હથી ઉભરાઇ જતો. સીઝર અને નેપોલીયનનાં વ્યક્તિત્વ અને ગૌરવ જોઇને એની આંખોમાં અંગાર ચમકતાં. નેપોલીયનની ઐતિહાસિક યશગાથાનાં પાનાં પઢતાં ચૌદ વર્ષના હીટલરને સદી પહેલાં એ ન જન્મ્યો તેને માટે પ્રાયશ્ચિત થતું હતું. ઇતિહાસની કિતાબોમાં ઉભા રહી જગતને અજવાળતા સેનાની, અને સેનાપતિઓની હરોળમાં ઉભા રહેવાની એની અભિલાષા ચૌદ વર્ષની વયથી દિન પ્રતિદિન વધતી જતી હતી.

દશ બાર વર્ષના એડોલ્ફને નિશાળનાં બારણામાં, કિતાબોમાં આખું દાટી શાંતિથી બેસી રહેવાનું નહોતું ગમતું. નિશાળનાં સમયમાં જર્મનીનો રાષ્ટ્રવિધાયક થવા સર્જાયેલ હીટલર આસપાસનાં ધાટા જંગલોમાં પરિભ્રમણ કરવા એકલો ચાલી નીકળતો. દૂરદૂરનાં અટલી પરિભ્રમણમાં સેના, સેનાપતિ, સિપાહસાલાર, અને વ્યૂહરચનાનાં વિચાર એ કુમારને નહોતા જંપવા દેતા. એણે ઉભી કરેલી બાળ–સેનાનો હીટલર સેનાની હતો. રખડતા રખડતા પાસેના શહેર લીંઝમાં એક રંગભૂમિમાં ગજવામાંનાં બધા પૈસા ખર્ચીને 'વીલીયમ ટેલ' જોયેલ. "વીલીયમ ટેલ" જે છાપ હીટલરનાં મગજ પર પાડી છે, તે પચીસ વર્ષ પછી ય એને એના જીવન માર્ગમાં પ્રેરણા આપે છે. વીલીયમ ટેલની વીરતા કદી ય એ વીસર્યો નથી. તે જ ઘડીથી જર્મન પ્રજાની સાર્વભૌમ સત્તા અને એનાં અધિકારોનાં વિચારે એને બેસવા દીધો નથી.

વૈભવ, વિલાસ અને ધનમાં આળોટતા વિયેનાની લાખોની પ્રજામાંથી સત્તર વર્ષના એ હીટલરને કોઇએ આવકાર નહોતો આપ્યો. ઓસ્ટ્રીયાનાં સામ્રાજ્યનું એ આબાદ, અને ધનવાન એ પાટનગર હીટલરને માટે ઉજ્જડ વેરાન જેવું હતું. પણ એ જવાનમાં આત્મશ્રદ્ધા ઉભરાતાં હતાં, એના જીવનમાં આત્મબળ હતું. જે પાટનગરમાં

હીટલરનો પિતા જગાતીખાતામાં નાનો અમલદાર હતો; તે જ નગરીમાં એનાં એકનાં એક બાળકને અનાથ અને અજાણ્યો, એ જૂનાવળ થી મજૂરોની ચાલીઓમાં, અને ગરીબોનાં આવાસને માર્ગે આથડતો દીઠો હોત તો એને વજ્રાઘાત લાગ્યા વગર ન રહેત. નવજુવાન હીટલરે એક ઘરની પથારી ભાડે રાખી. રાતના અમુક સમય પછી એ પથારીનો જ ઉપયોગ કરી શકતો. ભાડુતી ઘરનાં એક ખૂણામાં મીણબત્તીનાં ઝાખા પ્રકાશમાં મોડે સુધી એ વાંચ્યા કરતો. વીજળીનાં દીવાનો ખર્ચ ભિખારી શા હીટલરને પોસાય તેમ નહોતો. સીઝર અને નેપોલીયનની મહત્ત્વાકાંક્ષા સેવતા હીટલરને કડિયાના મજૂરનું હલકામાં હલકું કામ સાપડ્યું. કોઇ સામાન્ય કડિયાનો હીટલર મજૂર બન્યો, દિવસભર પરસેવો ટપકાવી થોડી રોજી મેળવવા લાગ્યો. તગારામાં કચરો ભરી ગાડામાં નાખવાનું હલકું કામ હીટલરનું હતું. સવારમાં સૂરજ પૂર્વમા રોશની ફેલાવે તે પહેલાં એ ગુલાબી જુવાનને પથારીમાંથી ઉઠવું પડતું. મજૂર તરીકેના એના કામમાં એક અધમ પ્રકારનો માણસ હીટલરના મુકાદમ તરીકે એની ઉપર શાસન ચલાવતો. મધ્યાહ્ને ભૂંગળું વાગતુ અને હીટલર પાવડો, અને તગારું નીચે નાખી દઇને બેસી જતો. પાસેની છાપરી નીચે બેસી દૂધની શીશી મોઢે માંડતો, અને ડુક્કરનાં માંસ સાથે કાળો, સુકાઇ ગયેલો, રોટલો આસ્વાદ વગર ખાઇ જતો. પરસેવાથી ભીંજાયેલા શરીરે, મેલાં અને બગડેલા પહેર્યે કપડે, ખાવાનું કામ થોડી જ મિનિટોમાં પૂરું થઇ જતું. કોઇ યોગીના, કોઇ તાપસના કુમાર શો નિસ્પૃહ રીતે પેટ ભરીને આસપાસનાં સેંકડો કામગારોની દુઃખકથાઓ, ઉકરડા પર હાથ, અને ગેઇટવાર માથું ટેકવીને એક શ્વાસે એ સાંભળ્યે જતો. કામદારોની વાતોમાં દુઃખ હતું, ઉદાસીનતા હતી, એમનાં જીવનની દિવસરાતનાં વિગ્રહની પીડા હતી. એ ગરીબ મજૂરોની

વિતર્ક કર્યા સાંભળીને એની આંખોમાં વ્યગ્રતા વસતી, એના મુખ ઉપર દ્રઢતાભરી શાંતિ, અને ગમગીની છવાઇ જતી.

શહેરોમાં વસના, માલેકોની એડી નીચે રાત અને દિવસભર પીસાતા કામગારોના જીવનની હાડમારીઓની કથાએ એના વિચારની નવી દિશા ઉઘાડી દીધી. હીટલરથી મોટા, ઘરડા, અને અનુભવી કેટલાય મજૂરો એને સમાજવાદની વાત કહી જતા. હીટલરની આંખ પાસે નવી દુનિયા જાણે ઉતરવા માંડી. સમાજવાદની અને સમાજવાદીની કિંમતી કિતાબો થોડી રોકડમાં, એ ખરીદીને રાત્રિના મોડે સુધી વાંચવા માંડ્યો. જગતના મજૂરોની કહાણી અને કારમી ચીસો એ પાનામાં એ સાંભળતો, છતાંય એના દિવાસ્વપ્નમાંય એ ધનગનાટભર્યા હીટલરને ડાન્યુબ નદીના કિનારે ઉભેલા વિજયી લશ્કરના સેનાપતિ તરીકે એ એની જાતને કલ્પ્યા વગર ન રહેતો.

આ બાહોશ, તેજસ્વી, કુમારને સમાજવાદી સંઘમાં લાવવા ચારે બાજુથી કામગારો મથતા. વિયેનામાં વસતી યાહુદીઓની પ્રજાની સામે હીટલરને ઉશ્કેરતા. ખ્રીસ્ત સમાજવાદ, અને યાહુદીઓની વિરુદ્ધનું સઘળું સાહિત્ય હાથ કરીને એ વાંચવા લાગ્યો. જર્મનીનું સત્યાનાશ કરનાર યાહુદીઓ જ છે, એ સત્ય હીટલરને સમજાવા લાગ્યું. યાહુદીઓની સામે એના હૃદયમાં ધિક્કારનો હુતાશન ભડભડાટ સળગવા લાગ્યો. એના અંતરમાં યાહુદીઓને સળગાવીને નાશ કરવા જેટલો ધીક્કારનો જ્વાળામુખી જન્મી ચૂક્યો. જગત જાણે છે કે આજે જર્મનીમાં યાહુદી સહીસલામત રહી શકતો નથી. યાહુદીની સમસ્ત જાતિ સામે આજે હીટલરે જેહાદ પોકારી છે.

યહુદીઓની સામેનો હીટલરનો આતશ વધવા માંડ્યો. મજૂરી પછીના ચોરેલા સમયમાં યાહુદીઓના શત્રુ શો એ હીટલર રૂઢ્યુમની

નહેર વટાવીને શત્રુની ભૂમિમાં જઇ આવતો. યાહુદીઓની કૃત્રિમ કેશવાળી ઓરતોનો, અને કાળી મેશ આંખોવાળાં યાહુદીનાં બાળ બાલિકાઓનો નિઃશબ્દ, શાંતિથી હીટલર અભ્યાસ કરતો. દુશ્મનનાં બગીચાઓમાં એમનાં વાર્તાલાપ એક તરફ બેસીને સાંભળ્યા કરતો. મજૂર તરીકે વિયેનામાં મજૂરી કરતાં કરતાં સામાજિક, જાતિપ્રશ્નો, અને માર્કસવાદનો તલસ્પર્શી અભ્યાસ હીટલરે શરૂ કર્યો, અને એનાં દેહ—અંતરમાંથી તિરસ્કાર વછૂટી રહ્યો. પછીના રાજદ્રોહનાં એનાં મુકદ્દમામાં હીટલરે ન્યાયમંદિરમાં કહેલું. "વિયેનામાં હું સામાજિક અને પ્રજા પ્રશ્નોનો ઉંડાણપૂર્વક અભ્યાસ કરવા લાગ્યો. વિયેનાનો સીમાડો મેં યાહુદીઓનાં કટ્ટર દુશ્મન તરીકે અને જર્મન રાષ્ટ્રીયવાદનાં હિમાયતી તરીકે તજ્યો હતો."

## તોપગોળાના જડબાંમાં

જે જગતસંગ્રામમાં યુરોપની ૪૫૦૦૦૦૦૦૦ની પ્રજાએ ભાગ લીધો, એ સંગ્રામમાં વીર સૈનિક તરીકે ઓસ્ટ્રિયાની સરહદ છોડીને જર્મનીની પતાકા નીચે એક સિપાઇ બનીને લડવા માટે હીટલરે અરજી નોંધાવી. એ જ દિવસ પછી જર્મન સરકારનાં સિક્કાવાળો પત્ર એનાં હાથમાં પડ્યો. જર્મનીની વાદળી-શ્વેત ધજા નીચે લડવાની નમ્ર માગણીનો સ્વીકાર થયો, અને બીજે દિવસે લશ્કરી લેબાસમાં નવયુવાન હીટલર જર્મનીની પિતૃભૂમિને નામે સીનો ટટ્ટાર કરી સમરાંગણમાં ખડો થઇ ગયો. જર્મનીના હજારો સૈનિકોની સાથે રાષ્ટ્રીયગીતમાં એણે પોતાનો સૂર મીલાવ્યો. તરુણ હીટલરના મુખ ઉપર ઉત્સાહની રોશની રેલાતી હતી. પિતૃભૂમિને ખાતર ખતમ થઇ જવાનાં વિચારે એનો દેહ જાણે નાચી રહ્યો હતો.

જવાન સૈનિકોને સગ્રામમાં કૂચકદમ કરતાં નીરખીને અસંખ્ય નવયૌવનાઓનાં કપોલ ઉપર ગુલાબી રેખાઓ પ્રસરી રહી. જર્મન યુવાન કુમારિકાઓ પોતાના પ્રીતમને શરાબની પ્યાલીઓ ભરી ભરીને પાઇ રહી હતી, ધરતી પણ ધમધમી રહી હતી, ગગન શત્રુને પરાજય કરવાનાં દર્પનાદોથી ગાજતું હતું, ફૂંકાણી રાત્રિ ધરતી પર આવરતી હતી, સુધા ભર્યું સંગીત રેલાતું હતું, અને મદમસ્ત તરુણીઓનાં નયન વીજળીની જેમ ચમકતાં હતાં, તે પળે હીટલર મનમાં પઢવે

જતો હતો કે હું ય લશ્કરનો સેનાની બનીશ. સેમ્બાકનાં કિસાનો અને વિયેનાના કામગરો પણ નીરખશે કે હીટલરનું લોહી જુદું હતું. જળ-શોખીન સુકાન સાગરને કાંઠે ઉભતાં જેમ સાગરમાં કૂદવા તલસે, કોઈ આશક માશુકને નીરખી એનાં બુજ્બાશમાં જવા ઝંખે એમ હીટલર રણસંગ્રામમાં જવા અને શત્રુપક્ષમાં લોહીની નદી વહેવડાવવા અમાપ અધીરાઈ અનુભવી રહ્યો હતો. જર્મન રાષ્ટ્રના મુખ્ય સેનાધિપતિ કઇઝરનાં પડ્યા ફરમાનની આતુરતાથી વાટ જોતો, અંગારભરી આંખે હીટલર ઉભો હતો. સેનાની મોખરે ઉભી વીર બની રાષ્ટ્રનું માન મેળવવાની ભૂખ એને પળેપળ પીડી રહી હતી.

યોગ્ય સમયમાં લડત મોકુફ રહેશે, અને તહકુબી થશે તો જર્મનીની સરહદ ઉપર લડવાના અને ઘા ઝીલવાના એના મનોરથ મનમાં રહેશે. એ વિચાર હીટલરને મૂંઝવી રહ્યો હતો. ૧૯૧૪નો ઓક્ટોબર મહીનો બેસતો હતો, અને છતાં ય હીટલરનું નામ લડનારી ટુકડીઓમાં નહોતું, અને એની અધીરાઈ સીમા ઓળંગીને દૂર દૂર ચાલી જતી હતી.

છેવટે સરહદ પર લડવા જનાર હજારોની ટુકડીમાં હીટલરને સ્થાન મળ્યું. હજારો જવાન સૈનિકોની ભરેલી આગગાડી સમીસાંજે રાક્ષસી શી દોડે જતી હતી. જિંદગીમાં પ્રથમવાર હીટલરે રાઇન નદીના હસતાં પાણી ઉપર મીટ માંડીને નીરખ્યા કર્યું, અને સાથીદારોની સાથે પહાડોને ય ઉઠવતા જગાડે એટલા જોરશોરથી જર્મનીનું મહત્તાગીત ગાયું. હીટલર જીવનના જોખમે કાદવનાં ખાબોચિયાં કૂદતો વટાવતો સંગીનથી ઝાટકા કર્યે જતો હતો. દશે દિશામાં તોપ અને ગોળાનાં ધુંવાધાર અવાજ સંભળાતા હતા. આકાશમાં ધુમાડાના ગોટા થતાં ખરે બપોરે અંધકાર છવાઈ જતો. માનવી શોણિતની વહેતી નદીમાં આભમાંથી પાણી ભળતું. મરણને ઉંબરે કાંઠે બેઠેલા સિપાઈઓ ઉંચેલી

બંદગી કરી લેતા, વહાલી પ્રિયતમાને અને ગુલાબી બાળકોને સંભારી લેતાં.

ઇતિહાસનાં દફતરોમાં હીટલરે લડાઇમાં દાખવેલી વીરતાની સાબિતી નહિ જડે. ખાનગી સૈનિકોની સિદ્ધિની નોંધ લેવા સંગ્રામ સમિતિ આજ સુધી ટેવાયેલી નથી. હીટલરે દાખવેલી વફાદારી, અને જીવનની કઠિનતા ઇતિહાસ નહિ વિસારી શકે. બંદૂકોના ભયંકર અવાજમાં, અને ખાઇ વચ્ચેનાં સંગ્રામકાળમાં હીટલરને જર્મનોની પ્રચારની કાર્યદક્ષતાની ગેરહાજરી ખૂબ સાલતી હતી. સૈનિક હીટલરના ફળદ્રુપ મગજમાં વ્યૂહરચનાની યોજનાઓ રચાયે જતી હતી, પણ ફરમાન મુજબ ચાલવા સરજાયેલ સિપાઇના અભિપ્રાયની કોને પડી હતી?

લડાયકવૃત્તિ જ્યારે બીજા સિપાઇઓમાંથી કમી થતી જતી હતી ત્યારે હીટલરને રાષ્ટ્રીય ધર્મની ભાવના પકડી રહી હતી...એક અંધારી રાત્રિએ થોડાક કલાકની નિદ્રા પછી આંખ ઉઘાડે છે તો એની નજરમાં મશીનગનોની હારમાળા ગોઠવાઇ ગઇ છે. એની સામે મુશળ-ધાર તોપગોળાઓ મંડાઇ ગયા હતા. એ રાક્ષસી શસ્ત્રો આગળ ને આગળ ધપી રહ્યા હતા. મશીનગનસથી હીટલર વીંટળાઇ ગયો હતો. રાક્ષસીએ જાણે ડાચાં ફાડીને એ જુવાનને ભરખી જવા ન ઉભી હોય! એવી એ અંતિમ પળોમાં જ્યારે એનું ભાવી તોળાઇ રહ્યું હતું ત્યારે ચાગ ઉભો ઉભો એ એનાં દૂરના લશ્કરને સંદેશા આપ્યે જતો હતો. હીટલરે સમયસૂચકતા વાપરી. જમનીની સાતકરોડની મહાપ્રજાને ઉગારવા એ બચી ગયો.

ઓકટોબરની એક સવારે રણાંગણે હીટલર ઘવાયો. પાસેની એક ઇસ્પીતાલમાં એને ખસેડવામાં આવ્યો. જખ્મી હાથ પગનાં મલમપટ્ટા હીટલર જોયા કરતો. પાસે જ સૂતેલા એક કુમળા છોકરાની વાઢકાપ

સમયની ચીસો સાંભળીને એ વિચારમાં પડી જતો. સરહદપરનાં રણાં-ગણનું વીરતાભર્યું જીવન હીટલરને સાંભરી આવતું. ઇસ્પીતાલની ઓરડીઓમાંથી તોપગોળાનાં વજ્રવેધક અવાજ એને સંભળાતા, અને ફરી ઘવાયેલા હીટલરને જોશ ચડતું.

બર્લીનના માર્ગ એની આગગાડી વીંધી રહી હતી. સેંકડો સૈનિકોથી ભરેલી આગગાડી લડાયક રાષ્ટ્રગીતો વિહોણી જોઇને હીટલરે વજ્રાઘાત અનુભવ્યો. જર્મન જુવાનનો દેવાનો આતશ શું સકાઇ ગયો ? એનું જોશ અને જોર શું શમી ગયાં ? બર્લીનના પુરુષો અને સ્ત્રીઓને હીટલરે રંગરાગમાં રંગાયેલાં દીઠાં. જુવાન લલનાઓને અર્ધ પોશાકમાં હીટલરે બર્લીન શહેરમાં મોજશોખ માણતી જોઇ. એનો અંતરનો રોષાગ્નિ સળગ્યે જતો હતો. નાતાલનાં દહાડા આવતાં એણે એ શહેરમાં શરાબગૃહો ભરાયેલાં જોયાં. એનો વિચારવાયુ શમતો નહોતો. મ્યુનીચ લડાઇનો શ્રમ સેવતું હતું, એનાં લાખો માનવીઓ તડકુબી મામના હતાં. વિજયવાંછનાથી ભરેલાં હીટલરનો અણગમો સમાતો નહોતો.

ચાર વર્ષની ભયંકર અને વિકરાળ લડાઇમાં કદી ય હીટલરે માન્યું નહોતું કે જર્મની પરાજયી થશે. પણ હીટલરનાં પ્રતિસ્પર્ધીઓ કહે છે કે ઘણી વેળા હીટલરે નિરાશાવાદ અનુભવેલો.

ચાર વર્ષ પહેલાં જ્યાંથી હીટલરે એની લડાયક કારકિર્દી શરૂ કરેલી એ જ સ્થળે, ૧૯૧૮ના ઓક્ટોબરની ૧૩મી તારીખે અંગ્રેજ લોકોએ ગેસનો હલ્લો શરૂ કર્યો. એડોલ્ફ હીટલર જખ્મી થયો. પાસેની ખાઇઓમાં એ ગબડી પડ્યો, અને એનાં લશ્કરી લેબાસમાંથી લોહસ્વસ્તિક ધરતી પર પડ્યો. એના આખા શરીરે જખમ હતા. એ આંધળો બન્યો. ઘડીભર માણસને ઓળખવાને ય જર્મનીની એ પ્રજાનો

તારણહાર અસમર્થ બન્યો. અંધ બનેલા હીટલરે ચાલવાના પ્રયાસ કર્યા, પણ ચક્ષુવિહોણો એ તરુણ ભોંય ઉપર ઢળી પડ્યો.

જર્મની આખાને રાષ્ટ્ર તરીકે જગતની મહા પ્રજાઓની હરોળમાં ઉંચકી ઉભનાર હીટલરને માંદગીના બીછાના પર સુવાડી ઉંચકવામાં આવ્યો. હીટલર અર્ધ જાગ્રત અને અર્ધ નિદ્રામાં હતો. ઝેરીલા ગેસના હલ્લામાં એ બેભાન બન્યો હતો. એણે રડવાનો યત્ન કર્યો પણ ચાર ચાર વર્ષોથી તપસ્વીનું કઠણ જીવન જીવતા હીટલરની આંખોમાંથી આંસુય સુકાઇ ગયાં હતાં. સંગીન, તોપ, ગોળાનાં તેજકિરણોએ એનાં ચક્ષુ સુકવી નાંખ્યાં હતાં. એનાં આખા શરીરે ઉંડા જખમ હતા. જે ગાડીમાં બીજા સેંકડો ઘવાયેલ સિપાઇઓને નાખવામાં આવ્યાં હતાં, એ ગાડીમાં હીટલરને ફેંકવામાં આવ્યો. ચાલતી ગાડીના અવાજ અને મરણને કાંઠે બેઠેલા અને મૃત્યુથી ડરતા સિપાઇઓની વેદનાચીસો એ સાંભળી રહ્યો.

હીટલર અધાપો ભોગવી રહ્યો હતો. એનાં ઘવાયેલા સાથીદારોને લશ્કરનાં અને લડાઇનાં સમાચાર પૂછતો. જર્મનીની સરહદ ભંગાતી હતી, લશ્કર પીછેકદમ કરતું હતું, લશ્કરની મુખ્ય છાવણી તહકુબી વાંછતી હતી, એ બધા ખબર પ્રતિપળે હીટલર જાણી લેતો. મૃત્યુના મુખમાં બેઠેલા એ હીટલરને જર્મનીનાં ભાવીની ચિંતા હતી. જર્મનીનાં પરાજયની વેદનાની અકથ્ય આગ એનાં અંતરમાં સળગતી હતી. કીલ શહેરનાં ખારવાઓએ લાલ ધ્વજા ફરકાવી છે, એ ખબર એ પથારીમાં એણે સાંભળ્યા. દૂર દૂરથી ઇસ્પીતાલની બારી વાટે ગીતનાં સૂર ચળાઇને આવતા હતા, પણ એ જર્મનીનું રાષ્ટ્રગીત નહોતું. ખારવાઓ ઉચ્ચે સાદે પુકારતા હતા કે જગત આંતરરાષ્ટ્રીય બન્યું છે. બળવાનાં મન્ત્રો એ સાંભળતો હતો, દૂર દૂરના પડઘા એને કર્ણે પડતા, પણ એના

સાથીઓનાં મુખ હીટલર જોવાને અસમર્થ હતો, જર્મનીનું ભાવી જાણવા માટે વલોપાત કરી રહ્યો હતો.

દિવસો વહી જતા હતા. એક પાદરીએ ખબર આપ્યા કે જર્મનીમાંથી કૈઝર નાસી છૂટયો છે. જ્યારે એ અંધ હીટલર હસ્પીતાલના એક ખાટલામાં એ ખબર સાંભળી રહ્યો ત્યારે બીજા સિપાઇઓની નજીકમાંથી એના ખાટલાની પાસે ગયો, અને એની પ્રિય માના ગયા પછી કદીય નહોતો રડ્યો, કદીય ડુસકા ભરીને નહોતો રડ્યો, એટલાં આંસુ એણે ટપકાવ્યાં. એ પેટ ભરીને રડ્યો, અને હસ્પીતાલનું આંગણું ગજાવી દીધું. તે ઘડીથી જબ્બર ચળવળખોર બનીને પિતૃભૂમિને ભાંગી નાખનાર સામાજિક પ્રજાતંત્રવાદીઓનું વેર લેવાનો નિશ્ચય હીટલર કરી ચૂક્યો.

# પ્રજાતંત્રને માર્ગે

પાઝેવાકની હૉસ્પીતાલ છોડીને પાછો હીટલર મ્યુનીચના માર્ગમાં જ્યાં એક બાજુ મદ્યપાનની રસીલી રમતો ખેલાતી હતી, રમણીઓના સુંવાળા ઓષ્ઠનાં ઓશીકે સંગ્રામ શ્રમિત સિપાઈ ગત આનંદ પાછો મેળવવા મથતા હતા, અને બીજી બાજુ આરામગૃહો બહુમતિ સમાજવાદી અને સ્વતંત્રવાદી સમાજવાદીઓનાં ભાષણોથી ગાજતા હતા, ત્યાં આવી પહોંચ્યો. એનાં જખમ રૂઝાયા છતાં, એની આંખોની ધાર પર અસર દેખાઈ આવતી હતી. લડાઈમાં મરણીયો બનીને પૃથીશ વર્ષનો હીટલર લડ્યો હતો, અને હવેના જીવનમાં જર્મનીની ભૂમિ ઉપર ચૌદ વર્ષ સુધી અથાક અને અશ્રમીન લડાઈ લડવાનો હતો, વિરાટ ખેલ ખેલવાનો હતો.

હૉસ્પીતાલનાં ઓરડાઓમાંથી બહાર આવીને હીટલર જર્મની પર નિગાહ નાખે છે, તો ચારે બાજુ વિપ્લવ જુએ છે, જર્મનીને આંતરવિગ્રહમાં સળગતું દેખે છે, બહુમતિ સમાજવાદીઓને અને સ્વતંત્રવાદી સમાજવાદીઓને ઝુડાઝુડી ખેલતા નીરખે છે. પરાજિત, શ્રમિત, દુ:ખી જર્મનીને સમાજવાદ, સામ્યવાદ, માર્કસવાદ, અને યાહુદીઓના પંજામાંથી ઉગારી લેવાની ભીષણ પ્રતિજ્ઞા હીટલર રખડતો રખડતો લે છે. કિસાનો, કામગારો, અને સિપાહીઓની સમિતિના જર્મની પર રાજસત્તા ચલાવવાનાં વલખાં હીટલરે જોયાં. મૂઠીભર સામ્યવાદીઓ લાલ

વાવટા હાથમાં લઈને, આંતરરાષ્ટ્રીયવાદનાં વિપ્લવ ગાણું ગાતા, જર્મનીમાં સોવીયેટનું શાસન લાવવા કૂચ કરી રહ્યા હતા. યુદ્ધ ખતમ થયા પછી ૧૯૧૯ નો એપ્રીલનો સૂર્ય આકાશમાંથી અંગાર નાખતો હતો, અને બાવેરીયાનાં પાટનગર મ્યુનીચમાં આંતરવિગ્રહ જ્વાળામુખી જેમ ફાટી નીકળ્યો હતો.

સાગરનાં તરંગોનાં ફીણ જેમ શમવા સર્જાયાં છે એમ જર્મન વિપ્લવનાં તરંગોનું જોશ ધીમે ધીમે ઓછું થતું હતું. સામ્યવાદીઓ, અને અરાજકતાવાદીઓનાં વેર શમી રહ્યાં હતાં. જર્મનીની પ્રજા જગતવિગ્રહ પછી આંતરશાંતિ પુકારી રહ્યું હતું. ઉદ્દામવાદનું નામ આગરહીન બનતું હતું, અને જુનવાણી રાષ્ટ્રવાદના–પુનર્વિજયનાં દિવસો પાછા આવતા હતા.

લડાઈ લડાઈ ગઈ હતી, છતાંય હીટલરે સિપાઈનો લશ્કરી લેબાસ તજ્યો નહોતો. જ્યારે મ્યુનીચની બરાકોમાં નવજવાન સિપાહીઓ ભરાવા લાગ્યા, અને એમનાં રાષ્ટ્રીય ભાવનાથી ઉભરાતાં અંતર હીટલર વાંચી શક્યો, ત્યારે એની આંખોમાં જર્મનીની પુનર્વિધાનની આશાઓનાં દીવા પ્રગટ્યા. નવા રાષ્ટ્રની ભાવનાથી ભરેલા હીટલરની હરોળમાં ઉભે એવો જુવાનોનો સમૂહ હતો. ૧૯૧૮ના નવેમ્બરમાં વર્સેલીની તહકુબીથી જે નવો યુરોપનો નકશો ચીતરાયો હતો, એમાં જબ્બર પરિવર્તન કરવાની ઉમેદ એ જુવાનવર્ગ સેવતો હતો. જર્મનીને જગતની પાસે અને યુરોપની પ્રજાઓની સમક્ષ ઉંચું અને સીધું માથું રાખી ચલાવવાની હીટલરની મુરાદ હતી, એની એ ઉચ્ચ ઉમેદને બર લાવવા મ્યુનીચ શહેરની બરાકોમાં વસતા સિપાહીઓના રોગીઓને હીટલરે આકર્ષવાનો પ્રારંભ કર્યો.

આજથી બે માસ પહેલાં સિપાહીઓ જે સમાજવાદ અને સામ્ય-

વાદની વચ્ચે ઝોલાં ખાતા હતા એ સમજવા લાગ્યા કે દરેક પ્રકારનો ઉદ્દામવાદ એ તિરસ્કારણીય છે. એમનાં લશ્કરી માનસને ખાત્રી થઇ કે પિતૃભૂમિનો પ્રેમ એ જ સૌથી મોટી ભાવના છે.

મ્યુનીચમાં સ્થપાઇ રહેલા અનેક રાજકીય મંડળોની પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવાનું કામ હીટલરને સોંપાયું. પિતૃભૂમિને બચાવવા જ્યારે મ્યુનીચમાં અનેક રાજકીય સંઘો ઉભા થતા હતા એ પળે હીટલરને પણ એવા કોઇ સંઘના મોવડી તરીકેનું એનું લાંબાકાળનું સ્વપ્ન હલમલાવ્યા વગર ન રહ્યું. પણ આજ સુધીનો એની જવાનીનો કાળ ક્ષણભર નિરર્થક લાગતો. ત્રીસ વર્ષની પેલે પાર હીટલર જઇ રહ્યો હતો, છતાં ય એ અસામાન્ય નહોતો એ વેદના પીડતી હતી. એનાં દિવાસ્વપ્નમાં જનસમૂહથી દૂર, એ વ્યાસપીઠ ઉપર ઉભી ટટ્ટાર છાતી રાખી હજારોની સભામાં વ્યાખ્યાન આપતો. વ્યાસપીઠના વીર નાયકની જોશભરી વાણી સાંભળીને શ્રોતાગણમાં બેઠેલી ખૂબસુરત, ભરાવદાર, જવાન રમણીઓની આંખોમાં પ્રેમપ્યાસ ચમકતી. જ્યારે એ એનું વક્તવ્ય પૂરું કરતો ત્યારે માખીઓનાં ઝુંડની જેમ લોકસમુદાય હીટલરને વીંટાઇ જતો. વૃદ્ધ અને ઘરડાઓ એની પીઠ થાબડતા, જુવાનો હાથ મીલાવતા, મદમસ્ત કુમારિકાઓ એને મીઠું ચુંબન કરતી. હીટલર આવા આવા અનેક દિવાસ્વપ્નો જોતો, અને એ ભ્રાંતિ જોઇને અસંતોષનો કીડો એને કોરી ખાતો.

વર્સેલીની સંધિ એ જર્મનીની મહાપ્રજા માટે નાલેશીનું તહનામું હતું. સીત્તેર લાખ જર્મનોને શત્રુપક્ષને સોંપી દેવાનો કરાર એ જોરદાર જર્મનીને માટે એ ગુલામીખત ન હતું તો બીજું શું હતું? જર્મનીના પાયતખ્ત ઉપર આવીને સરમુખત્યાર બની, જર્મનોના વીરનાયક થઇ તેને દોરવાનાં મહાભિલાષ હીટલર રાત દિવસ સેવતો. પણ હીટલરની યાતનાઓ કેટલી? એણે વિરાટ તૈયારીઓ ક્યાં કરી હતી? એણે

જાહેરમતનું સંગઠન કર્યા કર્યું હતું ? ત્રીજની આ—આજુ એ વટાવી રહ્યો હતો—રાજપુરુષનો અનુભવ અને કુનેહ એણે મેળવવાનાં હતાં.

રાજકારણી સભાઓની હીટલરની ભૂખ આજ સુધી અપરિમિત હતી. સિપાઈઓની એક સભામાં એક પુરુષે યાહુદીઓની પ્રવૃત્તિઓનું સમર્થન કર્યું. હીટલરે જડબાતોડ જવાબ આપી સભામાં ભારે ગરમી જન્માવી. થોડા દિન પછી સિપાઈઓની એક ટુકડીમાં એને ભાષણ કરવા નિમંત્રવામાં આવ્યો. લશ્કરી છાવણીઓમાં સિપાહસેલારોની મેદનીમાં હીટલર ઉભો થયો. એ ઉભો થયો, અને શાંતિ છવાઈ. હીટલરનું પ્રચંડ શરીર, અને ભવ્ય વ્યક્તિત્વ શ્રોતાઓને દાટી દેતું. એનો સ્વર આખી સભાને આવરી લેતો. એનાં હલનચલનમાં ગજબ જોશ હતું. એની બોલવાની રીત છટાદાર હતી. પ્રારંભમાં જ મેદનીના મનનું હીટલર હરણ કરી લેતો. એનાં શબ્દોમાં નદીનાં વ્હેણનું સામર્થ્ય હતું. સાગરના તરંગોની મહાગર્જના હતી. હીટલરે સિપાઈઓની એ ભવ્ય મેદનીમાં છાપ પાડી. આજ સુધી એ છાપને ભૂસી હીટલરનું સ્થાન અન્ય કોઈને સાંપડ્યું નથી.

લશ્કરી છાવણીઓમાં અને બરાકોમાં હીટલરનું નામ ઘર કરી રહ્યું હતું. રાજકીય મેદનીઓનાં હેવાલ પૂરા પાડવાનું કામ એને ધરવામાં આવ્યું. લશ્કરી સત્તાધારીઓ હીટલરની સલાહ લેતા, આજ્ઞા નહોતા કરી શકતા. એનો લશ્કરી દેખાવ કોઈને ય ભયભીત કરી નાખે એવો હતો. એની તીક્ષ્ણ આંખોએ હીટલરને એનાં અમલદારો સમક્ષેય વિજય અપાવ્યો. એ રાજકીય સભાઓનાં સેંકડો પુરુષો નૂતન કાર્યક્રમ રજૂ કરવા મથતા. એમનાં પ્રયત્ન અફળ હતા. વિરાટ સભાઓને મંત્રમુગ્ધ કરનાર માનવીઓને ન દેખતાં હીટલરને વ્યાસપીઠ પર ખડા થઇ જઇ એ વિરાટ સમૂહને લાગણીની ભઠ્ઠીમાં સળગાવવાના થોડા એના હૃદયમાં થનગની ઉઠતા. ના, પણ, હજુ ય એને વાટ જોવાની હતી !

જર્મનીનો એ પરિવર્તનકાળ હતો. હીટલરને સવારથી સાંજ સુધી અનેક સભાઓમા શામિલ રહેવાનું હતુ. એક દિવસ જર્મન મજૂર-સંઘની વિરાટ સભામા એને હાજરી આપવાની હતી 'વિરાટસભા'ની એ જાહેરાત થઇ હતી. હાથમા ધરેલા કામ છોડીને હીટલર સ્ટર્નેકરબ્રાઉના ઓરડામા જોસભેર પ્રવેશ્યો, અને એણે સભામા બે ડઝન માનવી દેખ્યા સમાજનો હલકામા હલકો ગણાતો મજૂર વર્ગ ત્યા અર્ધ ભૂખ્યો બેઠો હતો દારૂના પીઠાઓમાથી, અને મજૂરોની કંગાળ વીશીઓમાથી ભટકતા ઘર વિહોણા એ કામગારો હતા. એ ઓરડાની આસપાસ મોરીની બદબો માથુ ફાડી નાખતી હતી. સૂર્યનું પ્રકાશ કીરણ એ દીવાલોને ભેદીને નહોતુ આવી શકતું. વીશ પચીશ કામદારો લાકડાની ખડબચડી પાટલીઓ ઉપર ચિંથરાથી શરીર ઢાંકીને મજૂર નેતાઓની વાણી એક ધ્યાને સાભળી રહ્યા હતા. જર્મન મજૂર સંઘની પ્રથમ સભામા હેર હીટલર શાંતિથી આવીને છેલ્લી હારમા એ કંગાલ મજૂરોની હરોલમા બેસી ગયો, અને હવાઇ ફૂટે, એમ હીટલરના કલ્પના આકાશમા એની સમક્ષ બેઠેલા મજૂરોની જેવા લાખોનો સરસુખત્યાર થવાની ભાવનાની હવાઇઓ ફૂટવા લાગી.

હેર હેરાર જે આ સભાનો મોવડી હતો, એણે જગતની કામદારોની સ્થિતિના ઉમદા ખ્યાલો રજૂ કરવા માંડયા. જર્મન મહારાજ્યમાથી બાવેરીઆએ છુટ્ટા થવુ જોઇએ એ હેર હેરારની દલીલ હતી સભાનો મોવડી હજુ એનુ નિવેદન પૂરુ કરે છે ત્યા છેલ્લી પાટલીમા બેસનાર હીટલર કૂદીને ઉભો થયો "સમાજવાદી અને યાહુદીઓના પાપે આજે જર્મની વિપત્તિમા પડયુ છે, એમ તમે કબૂલતા હો તો હું કહુ છુ કે શા માટે એ જર્મનીના શત્રુઓને નીંદી ન નાખવા ? જર્મન માનવી જર્મનીને માટે લડશે અને મરશે. એ એકજ આપણો રાષ્ટ્રીય વારસો છે" ઘડીભરમા તો બધાને હીટલરે એનાં વાણીવૈભવથી હલાવી નાખ્યાં.

સભા વીંખિરાતી હતી, અને હીટલર સભા છોડીને પગપાળો ઘડીકમાં તો દૂર પહોંચી ગયો હતો. એક શ્રોતાજન એની પછવાડે દોડી રહ્યો હતો. હીટલરને નમન કરી એના હાથમાં ચોપાનિયું મૂકીને એ અદૃશ્ય થયો. સવારના પાંચ વાગતાં અડધ અજવાળામાં અને થોડાક અંધારામાં બે મજૂર જેવા દેખાતા જુવાન માણસો હંમેશ હીટલરની પાસે આવતા. હીટલરે મજૂરોની મહાસભામાં જે જાદુઇ અસર કરેલી એ આ લાગણીવાન કામગારો નહોતા વીસરી શક્યા. દરરોજ એ મજૂરોના આનંદ ભર્યા અવાજ હીટલરને જગાડતા. પેલા ઉત્સાહી જવાનો દૂર ગયા પછી બારીમાંથી મીટ માંડતો હતો. ત્યાં હીટલરે ચોપાનિયું જોયું. "મ્હારી રાજકીય જાગ્રતિ" એ એની મુખપૃષ્ઠી હતી. જર્મન મજૂર સંઘનો એ કાર્યક્રમ હતો.

થોડા દિન પછી હીટલરના હાથમાં એક ચિઠ્ઠી પડી. હીટલરને જર્મન મજૂર સંઘમાં સભ્ય બની, ભાગ ભજવવાની આગ્રહભરી વિનંતિ એમાં હતી. આમંત્રણ પાછું ન ઠેલતાં હિટલર સભાગૃહમાં પહોંચ્યો. પ્રથમ સભાનાં કરતાં ય આજની હાજરી વધારે કંગાળ હતી. રસોડાનાં ધુમાડાથી કાળા થઇ ગયેલા એક મેજની આસપાસ પેરેફીનનો દીવો સળગતો હતો. ત્યાં જર્મન મજૂર સંઘના ચાર જવાબદાર હોદ્દેદારો બેઠા હતા. ખજાનચીએ એનો હેવાલ વાંચ્યો, અને સાત માર્કની બચત દેખાડી. ચારમાંના ત્રણ હોદ્દેદારોએ વિશ્વાસનો મત જાહેર કર્યો, અને જર્મન પિતૃભૂમિની વફાદારીની સંપૂર્ણ ખાત્રી આપી. હેર હેરાર્ જે સંઘનો પ્રમુખ હતો એણે જુદે જુદે સ્થળેથી મજૂર સંઘના કાર્યક્રમની પૂછપરછ કરતાં સંદેશા વાંચ્યા. હાજર રહેલા ચાર સભ્યોની આંખો ગૌરવ અને ગર્વભીની બની. જર્મનીનું મહારાજ્ય એ મજૂર સંઘને પીછાણતું હતું. એના હર્ષનાદે એ મજૂર સેવકોનું હૃદય નાચી ઉઠ્યું. જૂના નકામા જેવા એ મેજ ઉપર ચાર મજૂર નેતાઓ જર્મનીના

મજૂર વર્ગનું ભાગ્ય ઘડવા એ નાનકડી ગંધાતી કોટડીમાં મથી રહ્યા હતા. મજૂર અને કામદારોનાં જીવનને વધારે સુખદાયી અને ઉલ્લાસવંતુ બનાવવાનાં કોડ આ મજૂરસેવકોમાં હતા. વિગતવાર કાર્યક્રમની રૂપરેખા એ નહોતા ઘડી શક્યા. માર્કસવાદની સામે એ સંઘનો સજ્જડ વિરોધ હતો. જર્મન કામદારને જર્મનીની રાષ્ટ્રીય ભાવનાથી ચેતનવંતો બનાવવાનો મુખ્ય હેતુ તે ઘડીએ સ્વીકારવામાં આવ્યો. જર્મની જે વર્ગની ઉપર જીવી રહ્યું છે એ મજૂર વર્ગની પીઠ થાબડવાનું કામ હીટલરને સાંપડે છે, એનો આનંદ હીટલર દેખાડી શકતો નહોતો.

જ્યારે ખજાનચીએ મજૂરસંઘનું સભ્યપત્રક હીટલરની પાસે ધર્યું, ત્યારે દીવામાં તેલ પૂરાતાં જેમ વાટ બમણા જોરથી ભભૂકી ઉઠે, એમ એની આંખો નૂતન આનંદે સળગી ઉઠી. હેર હીટલરે જર્મન મજૂર સંઘનાં સભ્યપત્રક ઉપર સહી કરી અને બ્રિટનના માલિકે બંધ કરેલું બારણું ખટકાવ્યું. ચર્ચા લાંબી ચાલી હતી, નિયત સમયથી વધારે વખત મજૂર નેતાઓએ ગાળ્યો હતો. એ માલિકને ખબર પડી હતી કે એની વીશીમાં બેસવા આવનાર પુરુષોની પ્રવૃત્તિઓ ભયંકર અને જોખમ ભરેલી છે. સભાપતિ હેરારે હીટલરની સંગ્રામ કારકિર્દીની ખૂબ પ્રશંસા કરી, અને એના હાથમાં સભાપતિની સહીવાળું સંઘનું કાર્ડ મૂક્યું. હીટલર એ સંઘનો સાતમો સભ્ય હતો. તે ઘડીએ સંઘની પાસે સાત માર્કસની સિલક હતી.

પ્રથમ જે જર્મન મજૂરસંઘની સંસ્થા હતી, અને આજે જેને જગત 'જર્મન નેશનલ સોશીયાલિસ્ટ લેબર પાર્ટી' તરીકે પીછાણે છે, એનો સાતમો સભ્ય હીટલર બન્યો. એ જ સંઘનો એ સરમુખત્યાર બન્યો. એનાં ગૌરવભર્યાં વ્યક્તિત્વે અનેકનાં નેણ આંજ્યાં હતાં. પ્રચાર સમિતિનો તે જ દિવસથી એને મોવડી

બનાવવામા આવ્યો. સમિતિમા એક જ સભ્ય હતો, અને એક જ એનો કાર્યકર્તા હતો, અને તે જર્મનીને હચમચાવનાર એડૉલ્ફ હીટલર. આખા સઘના બીજા છ સભ્યો બધા જ હોદ્દેદારો હતા. દરેક બુધવારે એ સાત મજૂર સેવકો જગતહિતની અને જર્મનીના મજૂરોનાં કલ્યાણની ચર્ચા કરતા. દરેક અઠવાડિયે મજૂરોની સામાન્ય સભા ભરાતી અને એમાં બેચાર ડઝન મજૂરો એકઠા થતા. એ બધી સભાઓમા સ્થાનિક અખબારો એ સઘની પ્રવૃત્તિની નોધ લે, અને જાહેરાત થાય એ માટે, એની ઉપર જલદ ટીકા થતી પણ નવા જ શરૂ થયેલા સાત માણસોની એ ચર્ચા સઘની નોધ લેવાનો અવકાશ મ્યુનીચના અખબારોને નહોતો. જર્મનીનાં અખબારોનું અને જનસમૂહનું ધ્યાન ખેચે એવા અનેક અખતરા આ સાત સેવકો કરતા, પણ રસ્તાઓમાં, શેરીઓમા, છાવણીઓમાં, અને જનતામા એમનો સૂર નહોતો પહોચી શકયો ધીરજ અને આત્મવિશ્વાસથી સાત સેવકો મજૂર સઘનું વહાણ, રાતદિવસ એમની પ્રવૃત્તિઓનું વહાણ, હાકયે જતા.

હીટલરનો મનસૂબો જુદો હતો. અખબાર અને પત્રિકાથી જન સમૂહને પહોચી ઘણી અસર પાડવી સરળ નથી એમ દૃઢતાપૂર્વક હીટલર માનતો. વિરાટ સભાઓ ભરી જાદુઇ અસર જન્માવવાનો પ્રયોગ હીટલર કરવા માગતો હતો પણ એ સભાની જાહેરાત કોણ કરે? વર્તમાનપત્રો આ સઘની તરફ બેપરવા હતા. હસ્તપત્રિકા છપાવવાના પૈસા આ કગાળ સઘની પાસે કયા હતા? છેવટે દરેક સભ્યે મોગ મોટા અક્ષરે સો સો હસ્તપત્રિકાઓ વારાફરતી તૈયાર કરીને શહેરનાં ખૂણે ખૂણે પહોચાડવાનું નિશ્ચિત થયુ મિત્ર ભાવવાળા એક કાગદીએ સઘને નામે લખીને ઉધાર કાગળો આપ્યા. હીટલરનો વારો આવ્યો, અને કલાકો સુધી બેસી મરોડદાર અક્ષરે એણે એ થી હસ્તપત્રિકાઓ લખીને એણે માર્ગે માર્ગે ભમીને નિયત સ્થળે પહોચાડી. ૧૯૩૩ના

વર્ષમાં શાહી સત્તા જે હીટલરને વરવાની હતી, એની પાસે ૧૯૧૯ માં અખબારોની સહાય નહોતી, પત્રિકા છાપવાનાં પૈસા નહોતા. પત્રિકાઓ વહેંચનાર માણસો નહોતાં,...હાથે પત્રિકા લખીને આમંત્રણો પહોંચાડવામાં પ્રચાર ખાતાના મુખી હીટલરની પરીક્ષા થઇ રહી હતી. સાંજ પડતી અને સમય થયા પછી મોડે સાતની હાજરી સભામાં હતી. નિર્ણય, ઉત્સાહભર્યા એ જુવાન સેવકોએ મહિનાઓ સુધી હાથે લખીને નિમંત્રણો પહોંચાડવાનું કંટાળાભર્યું કામ કર્યા કર્યું. એક સભામાં શ્રોતાઓની સંખ્યા પાંત્રીસની થઇ અને હીટલરને થયું કે હવે એની મજૂરી, અને સેવાનો અવસર એ દેખતો હતો.

એક દિવસ હીટલરને સભામાં બોલવાનું હતું. સભામાં શ્રોતાઓની સંખ્યા દોઢસોએ પહોંચી હતી. વીશ મિનિટ સુધી એણે વાણીઘોષ સભા સમક્ષ ઠાલવ્યો, અને સભાજનોને ન્હવડાવી દીધા. વ્યાસપીઠ છોડી હીટલર ભાષણ ખતમ કરવા જતો હતો. સભાએ વધારે બોલવા માટે એને આગ્રહ કર્યો. ૧૯૧૯ની પાનખર ઋતુમાં તો મજૂર સંઘ મોટો અને જાણીતો થઇ ચૂક્યો હતો. સભામાં સેંકડોની સંખ્યા થતી, અને જર્મન મજૂરસંઘ હોલ ભાડે રાખી શક્યું. વ્યાખ્યાતાઓમાં હીટલરનું નામ જાહેર થતું ત્યારે લોક જોશભેર એના વાણીઘોષનાં ફોરાં ઝીલવા ઉમટતાં. સેંકડો માનવીઓથી વીંટળાયેલી વ્યાસપીઠ ઉપર હીટલર જુદું રૂપ ધારણ કરતો. સીધો અને ટટ્ટાર સીનો, આત્મવિશ્વાસભર્યો અવાજ, જાદુભર્યાં હલનચલન અને વેધક વ્યક્તિત્વ સભાજનોને ખેંચવા માટે ઓછાં નહોતાં. ૧૯૧૪નાં સગ્રામમાં સેનાપતિનાં ફરમાન ઝીલતો હીટલર હવે એવી વિરાટ સભાઓમાં મહાસેનાની જેમ જર્મન કામદારોની ઉપર જાણે શાસન કરી રહેતો. એની ઉભા રહેવાની છટાથી કોઇને નેપોલીયન સાંભરી આવતો. ઘણાંને શત્રુનો પરાજય કરી આવતા સીઝરની યાદ આવતી. એ

બોલતો અને મોઢામાંથી અંગાર ઝરતા, એ બોલનો અને જાણે તોપગોળાનાં બહાર વછુટતા. એ તીવ્ર નયનો, અને પ્રતિભાભર્યું મુખ સેંકડોને સળગાવી નાખતાં.

જર્મનીમાં ઉદ્યોગોમાં રોકાયેલી મૂડી એ પુણ્યકારી છે, અને યાહુદીઓની લેનમાં આપેલી મૂડી જર્મની માટે શાપરૂપ છે એની પ્રતીતિ હીટલરને થઇ ચૂકી. માર્ક્સવાદનું નવું સ્વરૂપ ઘડી હીટલરે રાષ્ટ્રીય સમાનવાદની નવી ચળવળ જોશભેર આદરી. જર્મનીનાં જન-સમૂહના માનસનો તલસ્પર્શી અભ્યાસ અને દર્શનથી હીટલરે જાણી લીધું કે યાહુદીઓની જર્મનીમાં હાજરી એ જર્મનીની સાચી પ્રગતિ માટે, અને જાતિ ઐક્ય માટે શાપરૂપ છે.

"જર્મન પ્રજા એટલે આર્યોની મહત્તા અને પ્રતિભા. જગતની મહાપ્રજાઓમાં નોર્ડીક જાતિ એ સર્વોત્તમ છે. સર્વ સાંસ્કારિક, કળા-ત્મક, અને વિજ્ઞાનાત્મક પ્રવૃત્તિ આપણી આર્યપ્રજાને આભારી છે એ નિઃશંક વાત છે" આ પ્રકારનાં નવા ક્રાંતિકારક સિદ્ધાન્તથી જર્મન પ્રજાને એ મહત્તાનું ભાન નિશદિન કરાવવા મથી રહ્યો.

હીટલરની દૃષ્ટિ પાસે નૂતન કાર્યક્રમની રૂપરેખા દોરાયે જતી હતી. સભાઓ, અને ભાષણો દ્વારા આમ વર્ગની સમક્ષ પહોંચવામાં એની દીર્ઘદૃષ્ટિ સમાયેલી હતી. એની બોલતી જબાન એ જર્મનોને ગુમાવેલી મહત્તાનું યાદ આપવાની ઇચ્છા રાખતી હતી.

"જનસમૂહની સંગ્રહાત્મક શક્તિ મામૂલી છે. એ લોકોની બુદ્ધિ સાંકડી છે. એમને વિસ્મરણ સુલભ છે." આવી અનેક જાતની પ્રતીતિ લોક અને જનસમૂહ માટે હીટલરને રાત દિન થયા કરતી. જનસમૂહની સાદી ભાષામાં જ એ મહાપ્રશ્નો ચર્ચવા જોઇએ એની ખાત્રી એને થઇ રહી હતી.

"ધીરજ અને ખંતથી જ ફતેહ સાંપડશે. જનસમૂહ બીકણ વેગી જ હોય છે. હજાર વાર એકની એક વાત આમવર્ગને કરાવે જ છૂટકો. સેનાનીએ સમૂહને વશ કરવા માટે નિષ્ઠુર અને નિર્દય બનવું જ જોઈએ. એ બની ન બને તો એનું પતન હાથવેંતમાં જ છે." આ અને એવી વિચારસરણિમાં લાગણીનું ભારેભાર જોર હતું, હીટલરની એકનિષ્ઠા હતી, સ્વદેશ સેવાનું અને જર્મનીને ધ્યેય તરફ લઇ જવાનું નિર્દય ઝનૂન હતું.

•

નેશનલ સોશીયાલીસ્ટ સંઘની સભાની જાહેરાત થઇ હતી. ત્રણ હજાર માણસોની વિરાટ મેદનીમાં અઢધથી પેં ઝાઝેરા સામ્યવાદીઓ સભામાં ભંગાણ પાડવા હાજર થયેલા. વિષમનાદિ સ્વર સભાને ગજવી રહ્યા હતા. હીટલર ઉભો થયો, અને બિલાડીના સ્વરેથી સામ્યવાદીઓએ એને મહાત કરવા ફાંફા માર્યાં. અસ્ખલિત પ્રવાહ એની વાણીનો વહે જતો હતો. રાષ્ટ્રીય સમાજવાદના વ્યાપક કાર્યક્રમની બધી દિશાઓ સભામાં હીટલરે ઉઘાડી કરી દીધી. હીટલરને અને એના પક્ષને તોડવા આવેલા સામ્યવાદીઓ હીટલરના વાણીશસ્ત્રથી છેદાઇ ગયા. રસોડાંમાં ચૂલા ઉપર રોટલી શેકતી ચતુર બાઇનાં હૃદયમાં પ્રવેશે એ ભાષા, એ રૂઢિ પ્રયોગો વાપરીને હીટલર જર્મનીના એ લોકસમૂહને એનાં વ્યક્તિત્વ અને એની વિચાર પ્રણાલિની પછવાડે ઘેલાં કરી રહ્યો હતો.

સ્નેંકરબ્રાકની નાની ગલીમાંની એક નાની, અંધારી, પ્રકાશ વિહોણી ઓરડીમાંથી શરૂ થયેલો એ રાષ્ટ્રીય સમાજવાદી સંઘ કૂદકે અને ભૂસકે આગળ ધપ્યે જતો હતો. એ સંઘની પ્રવૃત્તિ હજારો માનવીને હવે આકર્ષી રહી. સંઘની અનેકવિધ ઝુંબેશ જોર પકડતાં હીટલરે એ જ ઓરડીમાં વીજળીનાં દીવાનો, અને જૂના વપરાયેલા ટાઇપરાઇટરનો ખર્ચ કરવાનું બજેટ પસાર કરાવ્યું.

જનસમૂહનાં માનસનો અભ્યાસ હીટલર કરી ચૂક્યો હતો. એ સંઘનો આદર્શવાદ ચિહ્નરૂપે જાહેર થાય તે માટે હીટલરે ધ્વજ યોજ્યો. એ ચળવળની પીઠિકામાં આધ્યાત્મિક તત્ત્વનું દર્શન કરાવવાની મુરાદ એની હતી. એ પતાકાનો રંગ લાલ હતો. એની આસપાસ શ્વેત ગોળાકારમાં સ્વસ્તિક હતો. લાલ રંગની પાછળ લડાયક વૃત્તિ હતી, પડકાર હતો. એ લાલ ધ્વજાની અંદર ચિત્રિત એ સ્વસ્તિક જર્મનીની જાતિવિશુદ્ધિનાં સૂચક ચિહ્ન રૂપે ઉભો છે.

•

આ નવાં મંડળે એટલાં જોશભેર કદમ મૂકવા માંડયા હતાં કે મોટા નગરમંદિરો પણ નાના પડવા માંડયાં. મ્યુનીચની પચરંગી પ્રજા આટલી જબ્બર ઝુંબેશને આશ્ચર્યથી જોઇ રહી. ૧૯૨૧માં એ સંઘમાં વિપ્લવ ફાટી નીકળ્યો, અને રાષ્ટ્રીય સમાજવાદી સંઘનો સાતમો સભ્ય હીટલર ઉપર આવ્યો. એડોલ્ફ હીટલરે સરદાર તરીકેની શક્તિ સિદ્ધ કરી હતી. સરમુખત્યારીની સર્વ સત્તા એના હાથમાં મૂકવામાં આવી. એ સમાજવાદી સંઘની માનનીય, અને જબ્બર શક્તિ તરીકે એનો સ્વીકાર થયો. સાત સભ્યોથી પ્રારંભાયેલા એ નાઝી પક્ષની પીઠ પાછળ આજે એક કરોડ ચાલીશ લાખનુ બળ છે. સાત માર્કસની સિલિકથી શરૂ થયેલા મંડળની પાસે જર્મનીનું મહારાજ્ય છે. સાહસિક સ્વભાવ, અને અડગ આત્મશ્રદ્ધા માનવીને કયે દરજ્જે પહોંચાડી શકે છે, એનો હીટલર આજના યુગમા જાગતો અને હવનો નમૂનો છે.

## બર્લિનને માર્ગે કૂચ કદમ

ત્રીશ વર્ષના જુવાન હીટલરનું નામ હવે તો બાવેરીયાનાં મુખ્ય નગરોમાં ગાજી રહ્યું હતું. બાવેરીયાની આંતર્ગત ઝુંબેશ નિહાળવા જગતભરનાં પ્રત્યાઘાતીઓ અને સ્થિતિચૂસ્તોનો મ્યુનીચમાં મેળો થવા માંડ્યો. બાવેરીયાની ઉદ્યમવાદી પ્રજાના હોઠને અને હૈયાને ટેરવે હીટલરે સ્થાન લઇ લીધુ. આખા યે સંસ્થાન ઉપર હીટલરની ગજબનાક અસર જન્મી ચૂકી હતી. એનાં વ્યાસપીઠ ઉપરથી, લેખિનીથી, અને જોરદાર જબાનથી એ એકલો સામનો કરતો. બાવેરીયાની પ્રજાનાં લોક એનું મુખ જોવા અને એના ચરણે બેસવા દૂરદૂરથી આવતા, અને હીટલર એ લાખો નરનારીઓની વહાલી પ્રતિમા બની રહ્યો. મ્યુનીચનાં રાજમાર્ગમા અને શેરીઓમાં એક સ્થળેથી બીજે સ્થાને તે જતો ત્યારે કુમારો અને કિશોરો એની ચાલ સામુ જોઇ રહેતા, એનાં પ્રાણુવાન ચહેરા તરફ તાકી રહેતા, અને "હીટલરની જય ! હીટલરની જય ! !" ના નાદથી એને વધાવી લેતા.

હીટલરનું કામ પૂર જોસથી આગળ ધપી રહ્યુ હતું. એક દિવસમાં દશ-બાર વિરાટસભાઓ તે ગજવી મૂકતો. એક સભા અને બીજી સભા વચ્ચે અડધા જ કલાકનુ અંતર રહેતું. મંત્રમુગ્ધ બનેના સભાજનોને છોડીને બીજે નિયત સ્થાને પહોંચવા હીટલર દોટ મૂકતો. એની ખ્યાતિ

બાવેરીયાની બહાર દૂર દૂર પવનવેગે દોડી રહી હતી. આજે એ ઇટલીનાં રાષ્ટ્રવિધાયક મુસોલીનીને સલામ મોકલતો હોય, તો બીજે દિવસે ઝેકોસ્લોવેકીયા અને રૂમાનીયાનાં એનાં નવા અનુયાયીઓને એની યોજના સમજાવતો બેઠો હોય.

ઓસ્ટ્રીયા અને હંગેરીનાં રાજપુરુષોની સંગાથે લાંબી મંત્રણા ચલાવવામાં એના કલાકો જતા. પૂર્વનાં શાણા પુરુષો તરુણ તારણહારના પાય પાસે બેસવા આવતા. એવે બધે સમયે હીટલર નમ્રતાપૂર્ણ છતા ગર્ભભર્યું હાસ્ય હસતો. યુરોપના નાનામોટા પ્રત્યાઘાતીઓ અને સ્થિતિચૂસ્તો આ અડગ પુરુષની ઝુંબેશને ભયપૂર્વક નીરખી રહ્યા હતા. અને એના અરાજકતાભર્યા રાજકારણમાંથી અંધકારની ઉંડી ખાઇમાં નાખવાનાં વ્યક્તિગત અને સંગઠિત પ્રયત્નો કરતા.

"૧૯૨૩નાં નવેમ્બરની ૮મી તારીખે આઠ અને ત્રીશ મિનિટને સમારે નવી સરકાર સ્થાપવામાં આવશે." એવી ઘોષણા હીટલેરે બાવેરીયામા એક સવારમા કરી. હજારો માનવીઓએ નવા પુરુષનાં આગમનથી આંચકો અનુભવ્યો. પ્રજાસત્તાકની ધારાસભાની પાંચમી જયંતિનો એ દિન હતો. હીટલરને મન સમાજવાદીઓનો એ જ દિને વૈર લેવાનો અનુપમ મોકો હતો. હેર ફોન કારને સરમુખત્યાર નીમવામાં આવ્યો. આમવર્ગમાં એની અમાપ આબરૂ હતી. એનાં પ્રતિપક્ષીઓ કારને રંગ વિહોણા માનવી તરીકે પિછાણતા. સભાસ્થાન તરફ જનારા બધા જ માર્ગ ઉપર લોકોનો માનવસાગર ઉછળી રહ્યો હતો. આખાય સભાસ્થાનને રાજમાર્ગે પોલિસની હાર ગોઠવાઇને ઉભી હતી. પ્રવેશદ્વારની પાસે રાષ્ટ્રીય સમાજવાદીઓનાં અનુયાયીઓ સંઘના લેબાસમાં એ માનવસમુદાયને દોરી રહ્યા હતા. પ્રવેશદ્વારનાં પગથિયાં પાસે એ ઉભરાતા સમુદ્ર ઉપર નયન ઠેરવતો ઉભો છે. હેર ફોન કાર સભાદ્વારમા પ્રવેશે છે, અને

હેર હીટલર એક હાથમાં ભરી પિસ્તોલ પકડી, બીજા હાથે એણે જ તૈયાર કરેલું "જર્મન પ્રજાને હાક્લ" એ નામનું ચોપાનિયું જનરલ લ્યુડનડોર્ફ, અને અન્યની સહીવાળું એ જાહેરનામું હેર કારનાં હાથમાં મૂકે છે. આકાશ તરફ ભરી પિસ્તોલ ધરી હીટલર કાર અને અન્ય નેતાઓની પાસે, સંગીનની અણીએ એ કાર્યક્રમમાં તાત્કાલિક અનુમતિ માગે છે. હીટલરે નક્કી કરેલા હોદ્દા સ્વીકારવા એ સજ્જળ નયને એ ત્રણ પુરુષોતી પાસે વિનતિ કરે છે. ભેગી થયેલી માનવ મેદનીની અનુમતિ હર્ષનાદ સાથે હીટલર મેળવી ચૂક્યો છે. દૂરથી હીટલરનાં આહવાને લ્યુડનડોર્ફ એક મોટરમાં આવી પહોંચે છે, અને કૂદીને નીચે પડે છે.

"દરેક માનવીએ દેશધર્મ હરગીઝ બજાવવો જોઇએ." હીટલર એક વાક્યમાં એનો માર્ગ સમજાવવા મથે છે.

"પણ અમને આપેલ વચનનો તેં ભંગ કર્યો છે." સાઇસર ઉંચે સાદે બોલી ઉઠે છે.

"પિતૃભૂમિનાં હિત ખાતર મેં મારા શબ્દો ધૂળમાં મેળવ્યા છે ખરા." હીટલરે જવાબ દીધો અને હાથમાં રમતી પીસ્તોલ સામુ જોઇને બોલી ઉઠયો: "ચાર કારતુસનો બાર કરવા આ પિસ્તોલ મારા હાથમાં રમીરહી છે. સમાધાન અશક્ય બનશે તો ત્રણ તમને ખલાસ કરશે– અને ચોથા બારથી મારી જાતને હું વીંધી નાખીશ."

જનરલ લ્યુડનડોર્ફ, જનરલ લાસા, ફોન કાર, અને કર્નલ સાઇસર એકત્રીશ વર્ષની વયનાં જવાંમર્દની જોરદાર જબાનમાંથી આવાં અંગાર ખરતાં જોઇને ઘડીભર કંપી ઉઠે છે, અને સામ સામુ તાકી રહે છે. ઘડીભર જર્મનીનાં ભાવીનું નાટક ભજવાઇ રહ્યું છે, અગાધ શાંતિ સર્વત્ર છવાઇ રહે છે, અને હીટલર લોહીનાં આંસુ આંખમાં લાવીને લાગણીમાં હીલોળા ખાતા માનવસાગરને ઉદ્દેશીને યાચે છે.

"તમારા સૌની પાસે હું માગું છું કે આજની સરકારના સરમુખત્યારની સત્તા અને લગામ મારા હાથમાં મૂકી દો. આવતી કાલે પ્રભાતે કાં તો જર્મની રાષ્ટ્રીય સરકાર દેખશે, યા તો પોતાની જાતને છિન્નભિન્ન એ નિહાળશે." જર્મનીનાં રાષ્ટ્રીયવાદીઓની સમક્ષ રાષ્ટ્રહિતને કાજે હું તમારી પાસે ભીખ માગું છું." એ વાક્યો હીટલર પૂરાં કરે છે, અને રાષ્ટ્રીય ભાવનાથી ઉભરાતી મેદની એ જવાનને વધાવી લે છે–હર્ષનાદથી અને અનેક પોકારો કરીને અનુમતિ આપે છે. હજારો સ્વદેશાભિમાની નરનારીઓ રૂમાલો હલાવતા રાષ્ટ્રીય ગીત ગાતા આકાશને અને અવનીને ભરી દે છે. રાત્રિનો અંધકાર થતાં માનવીનો સમુદાય વિખેરાઇ જાય છે.

મ્યુનીચનાં લાખો નરનાર જ્યારે નિદ્રાનાં અંકમાં પોઢતાં હતાં, ત્યારે મધ્યરાત્રિએ ફોન કાર, લોસો, અને કર્નલ સાઇસર ટેલીફોનની ઘંટડી ઉપર હીટલરને સાદ પાડે છે. "અમે તમારી આ બળવાખોર અને લશ્કરી યોજનામાં સહમત થતા નથી. અમારા સહકારનો ઇન્કાર કરીએ છીએ." અને એટલું બોલતામાં ટેલીફોન ખતમ થાય છે.

બાવેરીયાની પ્રજા હજુ આળસમાં અંગો મરડતી હતી, ત્યારે હીટલરની રાષ્ટ્રીય સરકારની પાસે ધારેલાં સાધનો નહોતાં. એ આખી રાત મ્યુનીચમાં સંગઠન કાજે હીટલર આથડ્યો હતો. સવારની શીતળતામાં ય એ રાતભરનાં પરિશ્રમે પ્રસ્વેદથી નહાતો હતો. એના અંગેઅંગમાં થાક ભર્યો હતો. વર્ષાનો કોટ એના દેહ ઉપર રહી ગયો હતો. એનાં પાયજામા ઉપર જોશભેર દોડવાથી ગારાનાં ડાઘ દેખાઇ આવતા હતા. જનરલ લ્યુનડોર્ફ એને હીટલર ને લશ્કરી પહેરા મ્યુનીચનાં માર્ગોમાં, પૂલ ઉપર અને સરકારી મકાનોમાં ગોઠવાઇ ગયા હતા, એની સામે હલ્લો કરવાની મહાન યોજના વિચારતા હતા. મ્યુનીચનાં માર્ગોમાં ભવ્ય સરઘસ કાઢી બર્લીન તરફ ઐતિહાસિક કૂચ કરવાની યોજના ઘડાઇ ગઇ. "સામા પક્ષનું એક પણ લોહીનું ટીપું રેડાયા વગર અમે

આજ અમારી નેમ સિદ્ધ કરવા વાંછીએ છીએ." એ હીટલર પક્ષનો તે દિવસનો મંત્ર હતો.

એ વિરાટ કૂચના પ્રયત્નો નિરર્થક કરવા સિપાઇઓના ટોળા વાઘની જેમ આક્રમણ કરવા ઉભા થઇ ગયા હતા. નવજવાન વિદ્યાર્થીઓ, માજી અમલદારો, આમવર્ગના આદમીઓ અને મધ્યવર્ગના પુરુષો અને સ્ત્રીઓ હીટલરને પગલે પગલે ચાલવા ખભેખભા મીલાવી બર્લીનને માર્ગે મીટ માંડતા હતા. લડવીગ બ્રીજ ઉપર ભરી બંદૂકે ઉભેલા પોલિસને ખસેડી નવેમ્બરની ૯મી તારીખે હીટલરે બર્લીનની યાદગાર કૂચ આરંભી.

" એ પોલીસની પલટણનાં પાષાણ હૃદયો પણ અમને કૂચ કરતા દેખી પીગળ્યાં હતાં, અનેકની આંખોમાંથી આંસુઓની ધાર વહેતી મેં જોઇ હતી." એ કૂચનો ઇતિહાસ લખતાં હીટલર ઉપરનું ચિત્ર રજૂ કરે છે.

પ્રેક્ષકોના ટોળા હિંસાને માર્ગે અનેકને ઉશ્કેરી રહ્યા હતા. હીટલર એનાં અહિંસાના જાહેરનામા ઉપર જ અડગ રહેવા માગતો હતો. શહેરમાં, માર્ગમાં, અને બર્લીનના આખા યે રસ્તામાં હીટલરના જયનાદોથી ગગન ગાજતું હતું. સરકારી મહાલયની નઝદીક કૂચવાદીઓનો પ્રવાહ આવતો હતો, અને લશ્કરનાં બે સિપાહીઓએ દારૂગોળાનો મારો આરંભી દીધો. એક ઉંચો કદાવર આદમી નીચે પડ્યો. પંદરેક માનવી મરણને કાંઠે બેસી અંતિમ ચીસો નાખતા હતા. હીટલર એ ગોળાબારના વર્ષાની સામે પર્વત શો ખડો જતો હતો. લ્યુનેંર્ફ ટટાર છાતી રાખી ચાલ્યે રાખ્યું. હીટલરનું શરીર જાણે લોહીનું બનેલું લાગતું. સિપાઇઓની બાજુએ કદમ માંડી રહ્યો હતો. એની આંખોમાં અવર્ણનીય વિષાદ ભર્યો હતો. એનાં હલનચલનમાં વૈરભાવના હતી. હેર ફ્રોન કાર આ ચાખો પે ભાભયો જોઇ રહ્યો હતો. હીટલર ઘવાયો નહોતો, પણ રાજદ્રોહનાં ભયંકર અપરાધના વિરાટ દ્રશ્યમાં ઝડપાઇ ચૂકેલો.

## રાજદ્રોહી હીટલરનું તહોમતનામું

મ્યુનીચની લશ્કરી પાઠશાળાના વિશાળ મકાનમાં હીટલર અને એના બિરાદરો રાજદ્રોહનાં ગુના માટે અપરાધી તરીકે ઉભા હતા. બ્લ્યુટનબર્ગના રસ્તા ઉપર ઘોડેસ્વાર થયેલા પોલિસની ટુકડી ઉભી રહેલા માનવસાગરને સંગીનનાં કદે દૂર રાખી રહી હતી.

રાજદ્રોહી કેદીઓને બહાર ઉભા રાખવામાં આવ્યા અને હેર હીટલરનું પરિશ્રમિત મુખ દેખીને, એક જુવાન તરૂણી બોલી ઉઠી:—

"કેટલું મ્લાન વદન છે એ હીટલરનું!"

"ઉપવાસની યાતનાઓએ એને ફિક્કો બનાવ્યો છે. ત્રણ દિવસ પછી એનાં મિત્રનાં ઘરમાં એને ગિરફતાર કરવામાં આવ્યો. અનેક દિવસ સુધી રોટલાનાં બટકાનેય અડવાની એણે દ્રઢતાપૂર્વક સાફસાફ ના પાડી." હીટલરને પૂજનીય માનતા એક જુવાને પેલી બાઇને સમજણ પાડી.

હીટલર અને એના બેરૂઓનો મુકદ્દમો શરૂ થયો તે પહેલાં બાવેરીયાની સંસ્થાન પોલિસ ગોળીબહારનાં અખતરા અજમાવી રહી હતી. લશ્કરી પોલિસની સશસ્ત્ર પલટણ મ્યુનીચના માર્ગમાં ભયનું વાતાવરણ

સું કરતી હતી. રાત્રિનાં નવ બજે મૃત્યુ ઘંટ બજી રહ્યો અને નવ પછી બહાર ન નીકળવાનું ફરમાન બહાર પડ્યું. બાવેરીયાની પ્રજા ભય-ભીત બની કંપતી હતી. ડૉકટર કારનો શબ્દ અને ફરમાન એ અંતિમ શબ્દો હતા.

હિટલરની પ્રતિમા સામે મ્યુનીચનાં આખા યે શહેરમાં વેચવાનો, દેખાડવાનો, અને બહાર મૂકવાનો સજ્જડ પ્રતિબંધ મૂકવામાં આવ્યો. રાષ્ટ્રીય સમાજવાદીઓનાં (યુનિફોર્મ) લેબાસને અટકાવવામાં આવ્યો. રાષ્ટ્રીય સમાજવાદી સંઘનાં મુખ્ય સ્થાનોને મણીકાં તાળાં મારવામાં આવ્યાં. રાષ્ટ્રીય સમાજવાદીઓનું વાજીંત્ર અને મુખપત્ર દાબી દેવામાં આવ્યું. આખા યે સંઘના પ્રાણરૂપ, સશક્ત અને બળવાખોર નેતાઓને કેદખાનાની કોટડીઓમાં ધકેલી દેવામાં આવ્યા.

રાજદ્રોહીઓની સામે મુકદ્દમો ચાલતો હતો. એ લશ્કરી પાઠશા-ળાનાં દ્વાર ઉપર મજબૂત ચોકી પહેરો હતો. પ્રવેશ પત્રિકાવાળા સ્ત્રી પુરુષોનેય તપાસીને અંદર જવાની રજા મળતી. બાવેરીયાની સામે અંતિમ રાજ્યદ્રોહનાં એ નવ આરોપીઓને કેદખાનામાંથી કાઢીને એ લશ્કરી છાવણીનાં તાળા અને કૂંચીના પૂર દમામમાં પૂરવામાં આવ્યા. એક મોટી ભૂરી મોટર થંભી, અને અંદરથી એક પ્રચંડ માનવી બહાર નીકળ્યો. એને મોટરમાંથી ઉતરતો જોઈને પહેરગીરો સાવધાન થઇ ગયા. ન્યાયમંદિરનાં પગથીઆં મક્કમ ગતિએ એ ચડતો હતો. બધાની આંખ ત્યાં એ માનવી ઉપર ચોંટી ગઇ. એનું નામ હતું જનરલ લ્યુડનડૉર્ફ—હીટલરનો એ વફાદાર અને જોરદાર સહકર્મચારી.

મ્યુનીચની એ જૂની પાઠશાળા ઘડીભર ન્યાયમંદિર બન્યું. ન્યાયા-સને બેસનાર અમલદારો હજુ આવ્યા નહોતા. જનરલ લ્યુડનડૉર્ફ એનાં મેરુબંધોની સાથે ગપાટે ચડ્યો. કર્નલ ક્રીગલ જે ગઇ લડાઇમાં

# રાજદ્રોહી હીટલરનું તહોમતનામું

મ્યુનીચની લશ્કરી પાઠશાળાનાં વિશાળ મકાનમાં હીટલર અને એના બિરાદરો રાજદ્રોહનાં ગુના માટે અપરાધી તરીકે ઉભા હતા. બ્લ્યુટનબર્ગના રસ્તા ઉપર ઘોડેસ્વાર થયેલા પોલિસની ટુકડી ઉભી રહેલા માનવસાગરને સંગીનનાં કદે દૂર રાખી રહી હતી.

રાજદ્રોહી કેદીઓને બહાર ઉભા રાખવામાં આવ્યા અને હેર હીટલરનું પરિશ્રમિત મુખ દેખીને, એક જુવાન તરુણી બોલી ઉઠી:—

"કેટલું મ્લાન વદન છે એ હીટલરનું ?"

"ઉપવાસની યાતનાઓએ એને ફિક્કો બનાવ્યો છે. ત્રણ દિવસ પછી એનાં મિત્રનાં ઘરમાં એને ગિરફતાર કરવામાં આવ્યો. અનેક દિવસ સુધી રોટલાનાં બટકાનેય અડવાની એણે દ્દઢતાપૂર્વક સાફસાફ ના પાડી." હીટલરને પૂજનીય માનતા એક જુવાને પેલી બાઇને સમજણ પાડી.

હીટલર અને એના મેરૂઓનો મુકદ્દમો શરૂ થયો તે પહેલાં બાવેરીયાની સંસ્થાન પોલિસ ગોળાબહારનાં અખતરા અજમાવી રહી હતી. લશ્કરી પોલિસની સશસ્ત્રી પલટણ મ્યુનીચના માર્ગમાં ભયનું વાતાવરણ

રુદન કરતી હતી. રાત્રિનાં નવ બજે મૃત્યુ ઘંટ બજી રહ્યો અને નવ પછી બહાર ન નીકળવાનું ફરમાન બહાર પડ્યું. બાવેરીયાની પ્રજા ભયભીત બની કંપતી હતી. ડૉક્ટર કારનો શબ્દ અને ફરમાન એ અંતિમ શબ્દો હતા.

હિટલરની પ્રતિમા સામે મ્યુનીચનાં આખા યે શહેરમાં વેચવાનો, દેખાડવાનો, અને બહાર મૂકવાનો સજ્જડ પ્રતિબંધ મૂકવામાં આવ્યો. રાષ્ટ્રીય સમાજવાદીઓનાં (યુનિફોર્મ) લેબાસને અટકાવવામાં આવ્યો. રાષ્ટ્રીય સમાજવાદી સંઘનાં મુખ્ય સ્થાનોને મણીકાં તાળાં મારવામાં આવ્યાં. રાષ્ટ્રીય સમાજવાદીઓનું વાજીંત્ર અને મુખપત્ર દાબી દેવામાં આવ્યું. આખા યે સંઘના પ્રાણરૂપ, સશક્ત અને બળવાખોર નેતાઓને કેદખાનાની કોટડીઓમાં ધકેલી દેવામાં આવ્યા.

રાજદ્રોહીઓની સામે મુકદમો ચાલતો હતો. એ લશ્કરી પાઠશાળાનાં દ્વાર ઉપર મજબૂત ચોકી પહેરો હતો. પ્રવેશ પત્રિકાવાળા સ્ત્રી પુરુષોનેય તપાસીને અંદર જવાની રજા મળતી. બાવેરીયાની સામે અંતિમ રાજ્યદ્રોહનાં એ નવ આરોપીઓને કેદખાનામાંથી કાઢીને એ લશ્કરી છાવણીનાં તાળા અને કૂંચીના પૂર દમામમાં પૂરવામાં આવ્યા. એક મોટી ભૂરી મોટર થંભી, અને અંદરથી એક પ્રચંડ માનવી બહાર નીકળ્યો. એને મોટરમાંથી ઉતરતો જોઇને પહેરગીરો સાવધાન થઇ ગયા. ન્યાયમંદિરનાં પગથીઆં મક્કમ ગતિએ એ ચઢતો હતો. બધાની આંખ ત્યાં એ માનવી ઉપર ચોંટી ગઇ. એનું નામ હતું જનરલ લ્યુડનડોર્ફ—હીટલરનો એ વફાદાર અને જોરદાર સહકર્મચારી

મ્યુનીચની એ જૂની પાઠશાળા ઘડીભર ન્યાયમંદિર બન્યુ. ન્યાયસને શોભનાર અમલદારો હજુ આવ્યા નહોતા જનરલ લ્યુડનડૉ એનાં બેરણધીની સાથે ગપાટે ચડ્યો. કર્નલ કીબલ જે ગઇ લડાઇ

જીવનના જોખમે લડ્યો હતો, એ મોતના પડછાયાની કલ્પનાથી ધ્રૂજતો હતો, મ્યુનિચનો માજી પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ પોહનર હીટલરની સાં વાતોમાં પડ્યો હતો. મુકદ્દમો સાંભળવા આવેલા પ્રેક્ષકોની સામે રોફ અને અસંતોષભર્યું સ્મિત કરીને હીટલર ફોન કાર જેવા પિંજરામાં ઉભા રહી સાક્ષી આપવા આવેલા અનેકને જોઈ લેતો.

મુકદ્દમો ચલાવનાર ચાર ન્યાયાધીશો એ ન્યાયમંદિરમાં પ્રવેશ્યા અને રાજદ્રોહીઓએ એમની એડીઓના અવાજ કરી તિરસ્કાર ભરી રીતે એમને નવાજ્યા. છબી પાડનાર અને વર્તમાનપત્રોના કાર્યકર્તાઓએ કેમેરા ફેરવ્યા, અને જે તહોમતદારોને બાવેરીયાની પ્રજા "વીર" ગણી હૃદયે ચાંપતી હતી એને બાવેરીયાની સરકાર ભયંકર ગણી મુકદ્દમો ચલાવવા માગતી હતી. ડૉ. સ્ટેન્ગનાઇને ક્ષમા યાચના યાચતાં ગુનહેગારોની સામેની રાજદ્રોહના કાવત્રાની હકીકત ન્યાયમંદિર સમક્ષ રજૂ કરી. સરકારી એ ફરિયાદીએ જાહેર કર્યું કે "એ આખા યે કાવત્રાંની યોજના કરનાર એ યોજનાને સેવનાર એડોલ્ફ હીટલર મુખ્ય હતો. હીટલર જ બાવેરીઆનું સંસ્થાન ઉથલાવી નાખવા માગતો હતો. એણે જ એના શાગીર્દોને જાહેર ફરજો સોંપ્યા હતા, અને એ આખી યે ચળવળની સરદારી હીટલરે પોતાના હાથમાં રાખી હતી. જનરલ લ્યુડનડૉર્ફ મહાન સ્વદેશપ્રેમી અને અમાપ લાગવગવાળા, અને પ્રતિભાશાળી માનવી તરીકે બાવેરીયાની પોલિસને પોતાની ફરજમાંથી દૂર જવા લલચાવનો હતો. રાષ્ટ્રીય સેનાનો એ મોવડી હતો. હીટલરે યોજેલા કાવત્રાનો જનરલ લ્યુડનડૉર્ફ વાકેફગાર હતો.' ડૉ. સ્ટેન્ગનાઇને આગળ મુકદ્દમાની વીગતો આપતાં જણાવ્યું કે "હું હેર હીટલર અને જનરલ લ્યુડનડૉર્ફનાં પ્રતિભાશાળી વ્યક્તિત્વ અને નિઃસ્વાર્થી ભાવનાની પ્રશંસા કર્યા વગર રહી શકતો નથી. હું અંગત રીતે એ બેઉને માનનીય પુરુષો તરીકે લેખું છું છતાં ય કાયદાની સામે થનાર અને રાજ્યની સામે બહારવટુ ખેડનાર માનવીની તરફ અનુકંપા

કે દયાની લાગણી એ પાપરૂપ છે." એટલું બોલી એ ઐતિહાસિક મુકદ્દમાની હકીકત મૂકી, છૂપું હાસ્ય હસતા હસતા ડાક્ટર સ્ટેન્ઝાઇન બેસી ગયા.

ન્યાયમંદિરના પ્રમુખે ગુનેગારોની કારકિર્દીનો ઇતિહાસ આપવો શરૂ કર્યો. હીટલરની, લશ્કરની અને સાંગ્રામિક, જળહળતી કારકિર્દીનો, ત્રણ ત્રણ વાર જખ્મી થયાનો ખૂબ લાગણીભર્યું હેવાલ એ આપતો હતો, અને હીટલર વચ્ચે બોલી ઉઠ્યો કે હું એક જ વાર લડાઇમાં ઘવાયો હતો.

ગોળમેજી પરિષદનાં આકારમાં એ મુકદ્દમો ચાલી રહ્યો હતો. ગુનેગારો, ધારાશાસ્ત્રીઓ, ન્યાયાધીશો અને સરકારી ફરિયાદી એક પછી એક પોતાનાં પક્ષની હકીકતો જોરપૂર્વક રજૂ કર્યે જતા હતા. ફરિયાદીની ભાષામાં નમ્રતા હતી, વિનય હતો પણ; રાજદ્રોહનાં એ તહોમતદારો દરેક પળે એ સરકાર તરફ કટાક્ષ કરીને ફોન કાને અને એ પક્ષને અન્યાયાતી ચિતરવાનાં પ્રયત્નો કરતા હતા. રાષ્ટ્રીય પરિસ્થિતિ, અને પ્રવર્તિત રાજકારણ પર ગરમાગરમ ચર્ચા હેરી અને ફરિયાદી વચ્ચે ચાલી રહી હતી.

સરકાર અને તહોમતદારોનું માનસ એક નહોતું, દૃષ્ટિ એક નહોતી, મતમતાંતર પ્રચંડ હતા, અને એ અંતર સાંધી શકાય એ અસંભવિત હતું. કેટલાએ મુદ્દાઓ હતા કે જેમાં સરકારપક્ષ ગુનેગારોની પ્રવૃત્તિ અને ભાવનાની કદર કરતો. એ આખા યે ચર્ચામાં, અને શાબ્દિક યુદ્ધમાં હીટલરનાં ચાબખા ભયંકર હતા. હીટલર એ ફરિયાદી હોય અને બાવેરીયાની સરકાર એ ગુનેગાર હોય એવી છટાથી દક્ષતાપૂર્વક અને હમામપૂર્વક એ પોતાની આંતરપ્રતીતિ અને ભાવના ન્યાયમંદિરમાં સ્પષ્ટ કરતો હતો. રંગભૂમિ પર ખેલના નટની જેમ એ પૂછી રહ્યો હતો કે 'રાજ્ય અને સરકારની શી ફરજ છે? એનાં મૂળ ક્યાં છે? અને સરકારને આર્થિક સંસ્થા તરીકે જમત ભાસે છે. હું એ દૃષ્ટિબિંદુનો

સામનો કરવા માગું છું. રાજ્ય એ આર્થિક સંસ્થા નથી પણ જાતિય સંસ્થા છે." હીટલર બોલતો હતો, અને પ્રેક્ષકો અનુભવતા હતા કે હીટલર એ ફરિયાદી હતો, અને બાવેરીયાની સરકારની સામે એનું તહોમતનામું રોષપૂર્વક સાબિત કરવા એ મથતો હતો. કલાકો સુધી રાજદ્રોહનો આરોપી હેર હીટલર એ ન્યાયમંદિરમાં સરકારની સામે બખાળા કાઢતો રહ્યો. એણે નિર્દય ટીકાઓ કરી, અને સર્વમુખ્ખી આક્રમણ કરતો રહ્યો.

એનાં વાક્યોમાં વીજળીનાં ચમકાર અને રોશની ભર્યાં હતાં. એ લશ્કરી પાઠશાળામાં એણે ઇતિહાસમાંથી અનેક દેશોનાં મહાન પુરુષો અને વિભૂતિઓનાં ગેરકાયદેસર કર્મોના સેંકડો દાખલાઓ આપી બતાવ્યું કે એ જ પ્રજા એ ગુનેગારોને પૂજનીય માને છે. જર્મનીના જ જ્વલંત ઇતિહાસની યાદ આપી, અને જર્મનીની એ મહાન કિતાબોનાં પાનાં એ હીટલર પઢવા માંડયો. પોતે જ પ્રાપ્ત કરેલી શક્તિ અને સત્તાથી જર્મની પર શાસન કરનાર બીઝમાર્ક શું જર્મન ધારાસભાને વિખેરી નાખવા બદલ દેશદ્રોહી હતો? વીલીયમ પહેલો જર્મનીના સરનશીન તરીકે તખ્ત પર બેઠો એ એનું કાયદેસરનું શું સામ્રાજ્ય હતું?

ન્યાયમંદિરનાં એ મહાન અમલદારોને ય મંત્રમુગ્ધ કરતો હીટલર ઉભીને કહે છે "હું પૂછું છું તમને, નામવરો, કે જર્મનીને એક કરવાનાં મારાં અભિલાષ છે? એને રાજદ્રોહનું નામ આપતાં પહેલાં હજાર વાર વિચારવાની તક આપું છું. આકાશમાં ન ઉડે, અને ગીતો ન ગાય એ પક્ષી નથી. રાજકારણને વરેલ માનવીએ એની ઝુંબેશ રાતદિન ધપાવ્યે રાખવી એ જ એની ફરજ નથી? સરમુખત્યાર થવા નિમાયેલ માનવીને ટેકો કોણ આપી શકે? એ તો એનાં હરધડી શ્વાસો સર્જ્યા જ કરે, એનો માર્ગ અણનમ કાપ્યા જ કરે."

પાસે જ બેઠેલી મ્યુનીચની ઉમદા અમીર કુટુંબની એક લલના તેજભર્યાં નેત્રે આ જુવાનને જોઇ રહી હતી. એની પૌરૂષભરી છટાએ

એનાં જીવન ઉપર જાદુઇ અસર કરી, અને એ પાસેનાં ભાઇબંધને મોઢેથી કહ્યા વગર ન રહી શકી.

"જર્મનીનો એ પાગલ પણ પયગંબર છે." હીટલરનાં જાહેરનામાંના અંતીમ શબ્દો એ ન્યાયમંદિર પર પડતા હતા, અને તપેલા લોહનાં કટકાની જેમ પ્રેક્ષકો પર ફેંકાઇ રહ્યા હતા.

"હરેક દિન, હરેક કલાકે કલાકે, અમારી ફોજ વધારે જોરદાર, વધારે પ્રબળ બનતી જાય છે. જે સજા મારા ઉપર, અને મારા બેરુઓ ઉપર તમે નાખવાના છો એનાથી હું અજાણ નથી. સૌથી ઉત્તમ ઇન્સાફ આપનાર ખુદાના મંદિરમાં અમે ગુનેગાર નથી, એ અમારો ઇતબાર છે. હજાર હજાર વાર તમે ન્યાયનું નાટક કરીને અમે ભયંકર ગુનેગારો છીએ એનો ફેંસલો આપશો, પણ જગતની પાસે હું મક્કમતાપૂર્વક જાહેર કરું છું કે ઇન્સાફના મંદિરની દેવીની સમક્ષ અમે ગુનેગારો નથી. ઇતિહાસનો ફેંસલો એક જ હશે અને છે. અને તે અમારો અચૂક અને અણનમ છુટકારો."

ન્યાયમંદિરનો પ્રમુખ આ જવાનનાં હૃદયમાં સળગતી આગ જોઇને ખડખડાટ હસ્યા વગર ન રહી શક્યો.

"હીટલરની ભાષાની પ્રખરતા, અને વાગ્વિહારે મારી ઉપર પ્રચંડ અસર ઉપજાવી હતી. જેમ જેમ એના કટકા હું સાંભળતો ગયો તેમ એના પરનું તહોમત નિર્મળ હતું એવી સજ્જડ ખાત્રી મને થવા લાગી." સરકાર તરફથી મુકદમામાં ઉભા કરવામાં આવેલ એક જવાબદાર સાક્ષીએ ઉપર મુજબ સાક્ષી આપી.

હેર ફોન કાર બીજો સાક્ષી હતો. જ્યારે સાક્ષીનાં પિંજરામાં તે આવી ઉભો, ત્યારે ન્યાયમંદિરમાં શબ્દોનો, અને કટાક્ષોનો શિકાર ખેલાઇ રહ્યો. પોલિસનો ભોવડી પોહનેર અને હેર કારની વચ્ચે શાબ્દિક

ઝપાઝપી થવા માંડી, અને આખા યે ન્યાયમંદિરમાં હસાહસ ચાલી. જનરલ લ્યુડનડૉર્ફની ખ્યાતિ અને નામના પાણીની જેમ સરકારી મંડળોમાં પ્રસરી હતી, ગંભીર વાતાવરણભર્યા ન્યાયમંદિરમાં શાંતિ અને ગાંભીર્ય ઘેરાવા લાગ્યા, અને ફરિયાદી સરકારની સામે કટાક્ષભર્યાં આક્રમણ સાથે જર્મનીની પ્રજાનાં ભાવિ પરત્વે એણે ઐતિહાસિક નિવેદન શરૂ કર્યું.

"જર્મનીની સામે રાજદ્રોહ કરનાર અમારી, આરોપીઓની સામે ન્યાયનાં આસન પર બેસનાર, ન્યાયાધીશોનો જ ન્યાય આ પળે તોળાઇ રહ્યો છે. હું અંતરની પ્રતીતિપૂર્વક કહું છું કે ઇતિહાસનાં ન્યાયાસને અમે ગુનેગાર નથી. ઇતિહાસ પણ અમને, અમારા કાર્યને ઝાંખપ નહિ આપી શકે. અમારાં નામ ભલે કેદખાનાની કિતાબોમાં રહે, અમારી પ્રવૃત્તિએ જર્મનીનાં નવજીવનમાં જબ્બર ભાગ ભજવ્યો છે. જર્મનીની રાષ્ટ્રીય ચળવળ નાબૂદ થશે તો જગત અને યુરોપનાં નકશામાંથી જર્મનીનું નામ ભૂંસાઇ જશે."

આગળ ચાલતાં વિચાર અને કલ્પનાથી એ રાજદ્રોહી ગુનેગારનો અવાજ ધીરો પડે છે, પણ કવિતાભર્યો બને છે.

"નામવરો ! જર્મની આજે ગુમાવેલ આત્મા, અને જીવન કાજે પોકાર કરે છે, હૈયાવેધી બૂમ પાડે છે તે સંભળાય છે ? અમારો ફેંસલો જાહેર કરવા ભેગા થયેલા સજ્જનોને કહું છું કે જે તમારી પાસે અપરાધી તરીકે ઉભા છે, તેમનું આજનું કાર્ય અને ઝુંબેશ એ પવિત્ર ધર્મ છે એમ કબૂલી, જર્મન પ્રજાનાં ખાવડાંમાં એમને પાછા સુપ્રત કરી દ્યો.—શબ્દોથી નહિ પણ વીરતાભર્યાં કર્મથી જ દુનિયાભરનો ઇતિહાસ લખાયો છે."

જર્મનીનું પુનર્વિધાન કરનાર આ નવરાષ્ટ્રવાદીઓનો ઐતિહાસિક ફેંસલો જાહેર થયો, પાંચ પાંચ વરસની જંગલી સજા ફરમાવવામાં

આવી; પણ જર્મનીનાં કેદખાનામાં હીટલર અને જનરલ લ્યુડનડૉર્ફ જેવા વીર નરો લાંબો સમય સડે તો જર્મનીની પ્રગતિ રુંધાઇ જવાનો ભય એમને ય દેખાઇ રહ્યો હતો. ૭ જ મહિના પછી હીટલર અને એના વીરૂઓનો છુટકારો થયો.

ન્યાયમંદિરમાં ફેંસલો સંભળાવવામાં આવ્યો, અને આસપાસ વેરાયેલા મોટા માનવસમુદાયે "હીટલરની જય! લ્યુડનડૉર્ફની જય!"ના નારાથી ગગન ગજાવ્યું. અને ધરણી ધણધણાવી. લ્યુડનડૉર્ફ બહાર નીકળે છે, અને સેંકડો જર્મનો એના પગ પકડી લે છે. મિનિટો ઉપર મિનિટો પસાર થાય છે, અને હીટલરનું મુખ જોવા માનવ સમુદાય તલસે છે, બૂમ પાડે છે. હીટલર વિજયી બીઝમાર્ક શો સરકારી પાઠશાળાની અગાશી પર ચડીને હજારો મુખમાંથી નીકળતા આનંદસૂરનો, હાથ હલાવી ગર્વભર્યો જવાબ આપે છે. બીઝમાર્કનો એ જન્મદિન હતો. આજેબાજેથી "શહીદ હીટલરની જય!"ના હર્ષનાદ હવામાં ગાજાઇ ગાજાઇને આવી રહ્યા હતા.

હીટલર અને એના બહાદુર ગિરાદરોને કારાગૃહમાં સળિયાઓની પછવાડે ધકેલી દેવામાં આવ્યા, અને એની ઝુંબેશનું નામનિશાન ન રહે એ અર્થે જર્મનીનાં રાજ્યોમાં એ સંઘની સામે સખત પ્રતિબંધ જાહેર થયો. હીટલરની પ્રવૃત્તિનો અંત જર્મનીમાં આવી રહ્યો હતો. હીટલર કારાગૃહમાં હતો, અને પ્રતિપક્ષીઓએ પોતાની જબ્બર ફોજ જમાવી દીધી. હીટલર કેદખાનામાં ધકેલાયો. એનાં ભેરુ સળિયાની પછવાડે સંતાયા, અને એનું નામ નિશાન થોડાં વર્ષ સુધી જર્મનીના રાજકારણમાંથી સમૂળગું દૂર થયું. પણ કોને ખબર હતી કે દ્વિગુણિત જોરથી, હજાર ગણો શોર કરીને એ જ જર્મનીનાં તખ્ત ઉપરથી સાત કરોડની પરાજિત પ્રજાને એ હીટલર ચેતન આપવાનો હતો, જગતની મહાન પ્રજાઓમાં એનું ઉચું સ્થાન નિશ્ચિત કરાવવાનો હતો?

## કારાવાસનો અતિથિ

રાત અને દિવસ ઘડીક મજૂરોમાં, ઘડીક મોટી માનવસભાઓમાં દેખાતો હેર હીટલર હવે લેન્ડઝબર્ગનાં કારાવાસમાં કેદી બન્યો હતો. એ કેદખાનાનાં સેંકડો કેદીઓમાં હીટલર જુદી જાતનો હતો. સામાન્ય ગુનેગારોથી ભિન્ન અને અલાયદા ઓરડામાં હીટલરનો આવાસ હતો.

લેન્ડઝબર્ગ જેલની દીવાલો ઉપર ઉગતાં સૂર્યનાં બાલ કિરણો પડે છે, અને સંખ્યાબંધ કેદીઓની હારમાળા વ્યવસ્થિતપણે યંત્રની જેમ દૈનિક કાર્યક્રમ શરૂ કરે છે. સવાર પડે છે, બપોરે મધ્યાહ્ન તપે છે, અને રાત્રિનાં અંધકાર છવાય છે. પણ એ જ કિન્નાખોર સુપ્રિન્ટેન્ડન્ટ, એ જ ગર્વિલા ચોકીદારો, અને એ જ જડતાભર્યું યંત્રવત્ જીવન! પ્રથમ દિને જે નજરે પડે છે તે જાણે અનંતકાળ સુધી દેખાવા સર્જાયું ન હોય! ગરીબ પ્રાણી શા કેદીઓની સલામો ઝીલતો ઝીલતો કેદખાનાનો વડો વ્યવસ્થાપક હીટલરનાં આવાસ તરફ આવે છે. રાજદ્વારી કેદીઓને અપાયેલ આ વિભાગ સુંદર હતો. વિશાળ બારીબારણાંમાંથી સૂર્યનો તાપ દિવસભર આંજી દેતો, અને નજીકનાં ગામડાંનાં બગીચાઓ અને ખેતરોમાંથી પવનની મીઠી લહરીઓ વાઈ જતી. કેદખાનાનો સત્તા બગેર પ્રવેશતાં પહેલા થંભી જાય છે, લેબાસ સરખો કરે છે, મુખ ઉપરનો રૂઆબ ઓછો કરે છે, અને બારણું ખટકાવે છે.

"ચાલ્યા આવો." એટલો ટૂંકો અને સચોટ જવાબ અંદરથી આવે છે.

બારીનાં લોઢાના સળિયાને ટેકવીને એ રાજકેદી છટાભરી રીતે ઉભો દૂર દૂર જોઇ રહ્યો હતો. કોલર, ટાઇ, અને બાવેરીયન શિકારીના પોશાકમાં એ સજ્જ હતો. હાસ્યવિહોણાં નેત્રોએ એ જોઇ રહ્યો. એ હતો એડોલ્ફ હીટલર ! રાષ્ટ્રીય સમાજવાદનો જબ્બર હિમાયતી !

"પ્રભાત વંદન હેર હીટલર." કદી ય કેદીની સમક્ષ નમ્રતાપૂર્વક નહિ બોલેલ હેર બર્ગરે વિનયપૂર્વક બોલી હીટલરને નમસ્કાર કર્યો.

"નમસ્તે." બાવેરીયાનાં એ રાજકેદી હીટલરના મુખમાંથી એટલો જ ટૂંકો, અને તોછડો જવાબ હતો.

* * *

સંધ્યાકાળે મધ્યમાં આવેલા વિશાળ ગૃહમા બાર રાજકેદીઓ ભેગા થતા. આરામ ખુરશીઓ ઉપર શ્રમિત દેહને લંબાવીને એ બાર વીરનરો ભૂતકાળ ઉખેડતા, એના ઉંડાણમાં જતા, અને ભવિષ્યની ભવ્ય યોજનાઓ ઘડતા. હીટલરનાં મુખ ઉપર ગમગીની છવાયેલી હતી, અને એ ભાગ્યે જ બોલતો. ભવિષ્ય હીટલરને નિરાશાભર્યું લાગ્યું હશે ?, કદાચ મોટી મેદનીને ઉછાળનાર એ માનવીને આટલા સભાજનો ઓછા લાગ્યા હશે. જર્મનીમાં અમેરિકાનું ધન ખેંચાઇ આવતું હતુ, અને સુખમાં આળોટતા જર્મનીને હવે બળવાની વાતો નહિ આકર્ષી શકે એ એના મનની અપાર વેદના હતી ! લેન્ડઝબર્ગમાં હીટલરની મુલાકાત લેનાર એનાં ભેરૂઓ કહેતા કે હીટલર ખુબ શંકાશીલ, અને ઝેરીલો બન્યો હતો. હીટલરનાં મોટા ચોગાનમાં ૭ વૃક્ષો ઉભાં હતાં. ઘણી યે વાર એ ઝાડવાઓની સામે જોઇને વિચારમાં પડી જતો. હજાર વખત એ વૃક્ષોની સંખ્યા એણે ગણી હશે. એક દિન તો રાજકેદી એડોલ્ફ હીટલરે ઝાડવાંઓની શાખાઓ ગણવાનો આરંભ કર્યો અને કંટાળ્યો.

ઉભેલાં સ્થિર ઝાડવાં હીટલરને ગંભીર અને શાણાં લાગતાં. ઇચ્છાશક્તિ અને બળ એનામાં હીટલર ન જોઇ શકતો. વૃક્ષો ઉપરનાં શ્વેત પુષ્પો જે કેદખાનાને સુવાસિત કરતા એનો આનંદ હીટલર જરાય નહોતો અનુભવી શકતો.

એક દિવસ સૂર્ય નમતો હતો તે પહોરે "હેર હીટલર"નો અવાજ આવ્યો. એટલું બોલી નમ્રતાપૂર્વક અને માનસહીત જવાબની રાહ જોતો હેર બર્ગર ઉભો હતો.

હીટલરનાં નેત્રો અમલદારી સૈન્યવસ્ત્રમાં ઉભેલા બર્ગર ઉપર પડ્યાં. એનો ચહેરો અગમ્ય અને શાંત હતો. નીચા નમીને, હીટલરને ધીમેથી માનપૂર્વક કહે છે :

"રાત્રિના બે કલાક માટે તમે બહાર જઇ શકો છો."

હીટલર એક જ મહિનામાં આ વર્તન જોઇને આશ્ચર્ય–સ્નિગ્ધ નયને જોઇ રહ્યો. એનાં ચહેરા ઉપર હજુ ય કાળું વાદળ ઝઝૂમતું હતું. 'પાછેની બરાકમાં જ્યાં સામાન્ય કેદીઓને પૂરવામાં આવતા ત્યાં ત્વરિત કેદી દશ જ મિનિટ માટે કેદખાનાના દરવાજા બાર લીલા ઘાસથી આચ્છાદિત ભૂમિ પર બેસવા, ઘાસની એકેક ધારને ચૂમવા હેર બર્ગરની પાસે પગે પડતો હતો.' હેર હીટલરને કરેલી વિનતિનો જવાબ ગાંભીર્યમાં જોઇ બર્ગરે અચંબો અનુભવ્યો. એ માનવીનાં ઉંડાણમાં જવા એણે ફાંફાં માર્યાં.

. આટલા ઉદાર વર્તનની અસર હીટલર પર નહોતી–એનાં ચહેરા પર આનંદ ન પ્રગટ્યો. બહાર નીકળ્યા પછી નાસી નહિ જાય એવી ખાત્રી એ આપવા ચાહતો નહોતો. લીલા ઘાસની સુંવાળી પથારી પર આળોટવાનાં સ્વપ્નાં હીટલરનાં નહોતાં. એનાં સુંદર ઝાડવાંઓ

નીરખવામાં એને રજભાર રસ નહોતો. રાત્રે એ 'ભેરુઓની સભામાં નક્કી થયું કે રાષ્ટ્રીય સમાજવાદનાં હિત ખાતર, એ પ્રવૃત્તિને જોશ બક્ષવા હીટલરે આવેલી તકનો દરગીજ ઉપયોગ કરવો જોઇએ.' કોઇની યે સમક્ષ ન નમનાર હીટલર ભેરુઓ પાસે નમ્યો.

લેન્ડઝબર્ગનાં કેદખાનામાં સાંજે બધા કેદીઓ બાકોમાં પૂરાતા, ત્યારે જેલના ચોકીદાર હીટલરની પાસે નમે છે, અને કેદખાનાનો પ્રચંડ દરવાજો ઉઘાડી દે છે. દરેક સાંજે હીટલર એનાં જોડીદાર હેરી સાથે પરિભ્રમણ કરવા નીકળે છે. જેલનાં દરવાજે ચેકી કરનાર પોલિસ એને નમીને સલામ કરે છે. બેવેરીયાની સરકારે કેદી તરીકે ગણેલો હીટલર આમ સ્વતંત્ર થઇ કેદખાનામાં ય પ્રતિમાની જેમ પૂજાઇ રહ્યો છે. છતાં ય એના મુખ પરની ખિન્નતાની રેખાઓ ન ઘટી. રાજકારણી ચર્ચામાં લગુ ય એ રસ નહોતો દાખવતો.

હીટલરની મુલાકાતે અનેક મિત્રો આવતા. ટપાલી એને સંખ્યાબંધ પત્રો પહોંચાડતો, અને એ પત્રો ઉત્સાહપૂર્વક વાંચ્યે જતો. હીટલર જર્મનીમાં વિસ્મરાયો નહોતો એની એ પ્રતીતિ હતી. એક દિવસ એના સાથીદાર હેર હેસે એને પોતાની સ્મરણકથા લખવાની આગ્રહપૂર્વક વિનંતિ કરી.

"હું કિતાબોમાં માનતો નથી. જબાનમાંથી નીકળતા શબ્દોમાં જ પ્રાણ છે એમ હું માનું છું." હીટલરે હેસને એની માન્યતા સ્પષ્ટ કરી.

"પણ શબ્દની જવાળા સમકાલીન સમયમાં જીવતી પ્રજાને જ સળગાવી શકે. બોલાયેલ શબ્દો દરગાહમાં ગયા પછી શમી જાય છે. પ્રજાનાં જીવનનું વાજીંત્ર બજાવના વીરોએ ભવિષ્યની પ્રજા માટે એનાં સિદ્ધાન્તો કિતાબોમાં કોતરવા જ જોઇએ." હીટલરનાં જુવાન ભેરુએ અમરતા માટેનું પ્રલોભન હીટલર સમક્ષ ધર્યું.

"મારો જીવન વિગ્રહ" એ નામની કિતાબ લેન્ડ્ઝબર્ગનાં કેદખાનામાં લખાઇ. હીટલરે કલમ લીધી, અને કમાયેલી એ કલમમાંથી કિતાબ ભરાઇ ગઇ. રાષ્ટ્રીય સમાજવાદીઓનું એ બાઇબલ છે. જર્મન પ્રજાની જાતીય શ્રેષ્ઠતા સાબિત કરવા જગતની અનેક પ્રજાઓને એ ઝાટકા મારે છે. 'મારા વિગ્રહ'માં એનાં બાળપણનો, વીએનામાં વિતાવેલ યાતનાઓનો, સહેલ સંકટોનો ઉલ્લેખ નથી. સામાન્ય અને મામૂલી જિંદગાની જગતની પાસે એ મૂકવા નથી માગતો.

નિરાશાની અને ગમગીનીની ખીણમાંથી હવે હીટલર પર્વતનાં શિખરે આવવા લાગ્યો. રાજકારણની ગરમ ચર્ચાઓને હવે એ જવલંત કરી રહ્યો. કેદખાનાનો રસોયો હીટલરનાં વ્યક્તિત્વથી ખેંચાઇ એને માટે જુદી રસોઇ કરતો. ચોકીદારો એને નમીને સલામ કરતા. એ સામાન્ય માનવીઓનાં નામ યાદ કરીને સૌની સાથે હસ્તધૂનન કરતો. કેદખાનામાં વસતા સર્વની કલ્પનામાં હતું કે આજ કારાગૃહ સેવતા એ પુરુષની જ આવતી કાલ ઉગવાની છે.

થોડા જ મહિનાઓમાં કેદીઓ ઉપર, અને કારાવાસનાં અમલદારો પર પ્રચંડ મોજું ફેલાયું હતું. ૧૯૨૪નાં ડિસેમ્બરમાં જ્યારે એક ચોકીદારનો છુટકારો થતો હતો ત્યારે એ હીટલરને પગે પડીને દ્રઢતાપૂર્વક જણાવે છે:—

"જર્મન રાષ્ટ્રીય સમાજવાદી તરીકે હું બહાર જાઉં છું." હીટલરની છાતી ઉછળતી હતી!

## અંધકારની ખાઇમાં

લેન્ડ્ઝબર્ગના કારાવાસમા હીટલર અને એના પ્રાણવાન સાથીદારો સબડી રહ્યા હતા, ત્યારે 'ડાવેસ પ્લાન' પછી અમેરિકાના કોટ્યાધિપતિઓએ કંગાળ, નિર્બળ અને બેહાલ બનેલા જર્મની સામે નજર ઠેરવી. જર્મનીના સંસ્થાનો લૂટાઇ ગયા હતા. સાર નદીની ખાણોનો ફળદ્રુપ પ્રદેશ ફ્રાન્સના હાથમા પડ્યો હતો. દક્ષિણ ટીરોલ ઇટલીને સાંપડ્યુ હતું. ચાર ચાર વર્ષના સતત સંગ્રામ પછી જર્મનીના લાખો પ્રજાજનો ચિથરેહાલ અને અધભૂખ્યા ફરતા હતા.

હીટલરના ૧૯૨૪ના કારાવાસના સમયમા અમેરિકાનું અઢળક ધન, સોનું, જર્મનીમા વિશાળ કારખાનાઓ ઉભા કરવામા ઠલવાયુ. રૂહરના પ્રદેશમા સેંકડો રાક્ષસી યંત્રોના અવાજથી જર્મની ધમધમી રહ્યું. જર્મનીને પ્રાણ આપનારી નદી રહાઇનના કાંઠે જ્યા મોટા જૂનવાણી કિલ્લાઓ ઉભા હતા ત્યા પ્રચંડ કારખાના એક વર્ષમા જાદુની જેમ ઉભા થઇ ગયા. જર્મનીના ઉદ્યોગોમા અમેરિકાના કોટ્યાધિપતિઓ અઢળક ધન રોકી જર્મનીને અમેરિકનવાદી બનાવી દેવાની મહેચ્છા સેવતા હશે! લાખો જર્મનો અમેરિકાના યંત્રવાદના વિકરાળ વાયુના ઝેરની અસરમા સપડાઇ, પિતૃભૂમિની હીનદશા અને સમાજવાદી હીટલરને વિસરી ગયા હતા. ૭૪ મહિનામા યંત્રવાદની માયાની ચાદર જર્મની ઉપર પથરાઇ ચૂકી, અને બાવેરીયાની પ્રજાના દેવાના પિંજર

માંથી રાષ્ટ્રીય સમાજવાદ અને એનાં સંસ્થાપકનું નામ સદંતર ભૂં ગયું હતું. અમેરિકાનાં ઉદ્યોગપતિઓનું શાસન જર્મનીની પ્રજા ઉ પૂરજોશમાં ચાલી રહ્યું હતું. હીટલરની ઉપર ઘડીભર વિજય મેળવી લી

હીટલર લૅન્ડઝબર્ગનાં કારાગૃહનાં લોખંડી દરવાજાની બહાર નીક છે. અને બંદૂકધારી ચોકીદારો એ પ્રાણવંતા પુરુષને માનભેર સલા કરે છે. બહાર આવીને હીટલ જર્મની ઉપર નજર ફેરવે છે અને ત તોતીંગ દેશની ઉપર અમેરિકાના યંત્રવાદની ચાદર બિછાએલી જુ છે. જર્મનીને એ ગુલામ દેખે છે, અને આત્મા વૈભાવનાથી સળગ ઉઠે છે નવેમ્બરની આઠમી તારીખે અખબારી મુલાકાતમાં હીટલ એનો મનસુબો જાહેર કરે છે: "પાંચ વર્ષનાં ગાળામાં મારા પક્ષને ચેતનવંતો બનાવવાની ઉમેદ રાખું છું." એ મુલાકાતની ટીકા કરતાં એક વર્તમાનપત્રે લખ્યું હતું. "આઝાદીનું અવસાન થયું છે. હીટલર વાદનો નાશ થયો છે."

એડૉલ્ફ હીટલરનાં ભેરૂઓ પણ એને બેરૂખા બન્યા હતા. જનરલ લ્યુડનડૉર્ફ જેવા સાથીદારને ય પ્રવર્તિત સ્થિતિની ભયંકરતા ભેદી શકાતી નહોતી. એ ઇટાલીના મુસોલીની સાથે કરારમાં રોકાયો હતો. જે બાવેરીયામાં હીટલરે એકી ઝુંબેશ આગની જેમ ફેલાવી હતી, એ જ સંસ્થાન એની સામે ધુરકતું હતું. લૅન્ડઝબર્ગની દીવાલો પાછળથી સંતાએલો હીટલર બહાર પગ માંડતો હતો ત્યારે એને કલ્પના ય નહિ હોય કે મૅપરવાદનો જબ્બર વંટોળ એને દૂર દૂર ઉડી ખાઇમાં નાખી દેનાર છે. જનરલ લ્યુડનડૉર્ફ દૂર ગયો હતો, ડૉક્ટર ગ્રેફનર રાષ્ટ્રવાદી પક્ષમાં જોડાઇને હીટલરનાં જ પક્ષવાદીઓને એના પંથમાં ખેંચવી રહ્યો હતો. અમેરિકાની મૂડી, ધન અને સોનાએ જર્મનીની પ્રજા ઉપર ચમત્કાર કર્યો હતો. ૧૯૨૪ની રાયશ (ધારાસભા)માં ફક્ત ચૌદની જ

ચૂંટણી થઇ હતી. હીટલર તરફ વફાદારી દાખવનાર ચાર જ રાષ્ટ્રવાદી સમાજવાદીઓ હતા આવા જર્મનીને ફરી પ્રાણવાન કરવો, એ પ્રચંડ અને જબ્બર કાર્ય હતું. હીટલરવાદનું શબ માત્ર બાવેરીયાના સીમાડા ઉપર ઊભું હતું. લેન્ડ્ઝબર્ગના કારાવાસમાંથી છૂટેલો હીટલર દસ્ત.માં વાર્તાલાપ સાંભળીને થંભ્યો.

"હીટલર જેવા માનવીને સમજાવવું કે એ આજે જર્મનીનાં રાજકારણનાં આકાશમાં ચમકતો તારલો નથી, એ ભગીરથ કાર્ય છે."

"ગઇ કાલના સિંહ શા ગર્જના કરતા વીર હીટલરનું નામ આજે જમીન પર રગદોળાય છે. એનાં હૃદયમાં અથાક વેદના ભરી છે." જર્મનીના માર્ગમાં ધીમે ધીમે લોક હીટલરને દેખીને વાતો કરતા હતા.

એ સ્વપ્નાં સેવતો નીકળ્યો હતો કે હું નેપોલીયનનો વારસદાર છું, પણ બાવેરીયાને માટે તો એ આજે મામૂલી માનવીથી વિશેષ નહોતો. પ્રભાતનાં અખબારોમાં હીટલરનાં છુટકારાની છબીઓ નહોતી, એની મુલાકાતનાં લાંબા સનસનાટીભર્યા અહેવાલો નહોતા, જર્મનીનાં લોક એની સામે માનભેર જોવા માગતા નહોતા. પણ હજુ ય એના મનમાં ગઇ કાલની ખ્યાતિ રમતી હતી, હજાર હજાર લોક એનાં પગ ચૂમતા હતા. એનું સ્મરણ એને હજુ ય સતાવતું હતું. હજુ ય એના છિન્નભિન્ન થયેલા પક્ષને પ્રાણવાન અને સબળ બનાવવાની દૃઢતા એની દૃષ્ટિમાં ભરી હતી.

૧૯૨૫ની પાનખર ઋતુમાં રાષ્ટ્રીય સમાજવાદીઓનું સંમેલન હેનોવર શહેરમાં મળ્યું હતું. "મ્યુનીચના એ રાજકારણી ગુરુને પગલે અમે ઘડીભર જવા નથી માગતા એ અમારો પ્રતિકાર છે." એવા અનેક પુકારો એ સમેલનમાં હીટલરની સામે થઇ રહ્યા. ઓટો સ્ટ્રેસર નામનો એક જોરદાર સમાજવાદી આજના ગુરુવાદની સામે ઝટકા

મારતો હતો. "રાષ્ટ્રવાદ અને સ્વદેશપ્રેમની વાતો જ્યાં સુધી કામદ હાથમાં રોટલાના ટુકડા ન સોંપડે ત્યાં સુધી ઝાંઝવાનાં જળ છે." રાષ્ટ્રીય સમાજવાદની સામે જેહાદ પુકારતાં સ્ટ્રેસરે સાર કહેવા માંડ્યું. પહેલાંનો રાષ્ટ્રીય સમાજવાદી સ્ટ્રેસ્ટર વિશ્વાસ ફેરફાર રાષ્ટ્રીય સમાજવાદના કાર્યમાં ઇચ્છતો હતો.

"બધાય આદર્શવાદની મોખરે, હું કહું છું કે દેશના શ્રમજીવીએ કાજે રોટલો એ આપણો પ્રથમ મંત્ર બને. પોતાના જ કામદાર બાંધવ લૂંટી, શોષી, ગજવાં તર કરનાર મુડીવાદી માલેકો દેશનાં દ્રોહી નથી શું છે? એ હું તમને સૌને પૂછું છું." હીટલરનો જ અનુયાયી હો મુજબના હીટલરની વિચારસરણીની સામે જબ્બર ફેરફારો સૂચવતો હતો. હેનોવરમાં ભેગો મળેલો મોટો સમૂહ હીટલરવાદની સામે હતો, હીટલરનાં પંથમાં, અને રાષ્ટ્રવાદની મીઠી વાતોમાં એમણે વિશ્વાસ ગુમાવ્યો હતો.

દેશ બાંધવોની બેપરવાઇ અને પોતાના જ પક્ષનાં એનાં અનુયાયીઓનાં બ્યવરિયન સામનાએ હીટલરને વિચારમાળામાં નાખ્યો. ૧૯૨૬ ની વસંત સુધી એણે જર્મનીનાં એ ગુપ્તરોગના મૂળ શોધવા સમય ગાળ્યો. હીટલરને દ્રઢતાપૂર્વક ખાત્રી થઇ કે એના દેશની પ્રજાને એના પંથથી દૂર લઇ જનાર અમેરિકન ધનાઢ્યો અને ઉદ્યોગપતિઓ જ હતા. બામ્બુર્ગની મોટી સભામાં હીટલરે એની યોજના સવિસ્તાર મૂકી, અને અમેરિકાની હેમની પાટોને જર્મનીનાં કિનારા પર ન ઉતરવા દેવામાં જ જર્મની ઉગરી શકશે એ સત્ય જોરદાર શૈલિમાં હીટલરે પ્રકાશમાં મૂક્યું.

* * *

મ્યુનીચનાં માનવસાગરની પાસે અંધકારનો પડદો ખેંચી લઇ આખી ...નું સ્વરૂપ હીટલરે ઉઘાડું કર્યું અને પુનઃ એ હજારોનો નાથ ...ર કર્યો એનાં પ્રશંસકોની સમક્ષ નેપોલીયનની જેમ ઉભવા લાગ્યો.

એના ૮૮ પક્ષના બળવાખોરોને હીટલરે ઘડીભર પણ પ્રવેશવાની છૂટ ન દીધી. ફરી એનાં પક્ષમાં એવું બંડ પળ પણ સહન નહિ કરે એવી પ્રતિજ્ઞા હીટલરે લીધી. સરમુખત્યારીનો સત્તા દંડ એના એકલાનાજ હસ્તમાં એ રાખવા માગતો હતો.

પક્ષના પુનરૂત્થાની જબ્બર પ્રવૃત્તિમાં હીટલર દટાઇ ગયો હતો તે પળે "ટીરોલનું કોકડું અને જર્મન કરારનો પ્રશ્ન" ઉપર એક કિતાબ લખી. ટીરોલ પ્રાન્તનો આખો યે કટકો લડાઇના બદલામાં ઇટલીને જર્મની પાસેથી મળ્યો હતો. હીટલર ઇટલીના પ્રાણવાન નર મુસોલીની સંગાથે મિત્રતાભર્યા સંબંધનો કોલ આપી રહ્યો હતો.

હીટલરની ભાષાની પ્રખરતા અને અદ્ભુત વાણી પોષની ઉપર નહિ પણ આર્થિક પાયા અને પરિસ્થિતિ ઉપર હીટલરપક્ષનું સંજીવન થયું. જર્મન લલનાઓએ રાષ્ટ્રીય સંજીવનની પ્રવૃત્તિમાં પ્રાણ આપવા તત્પરતા દેખાડી. ભૂતકાળનાં લશ્કરી અમલદારોએ હીટલરના પક્ષને બળવાન બનાવ્યો. યંત્રનાં ખટખટાટે બેકારી કાઢવા યત્ન કર્યો, છતાં ય મધ્યમ વર્ગનાં લાખો કુટુંબ નિર્ધન બન્યા, અને હીટલરની છાવણીનાં પૂરમાં તણાઇ આવ્યા. હુંડીયામણનાં જબ્બર ફેરફારોમાં લાખો કુટુંબની કરોડોની પૂંજી ખલાસ થઇ, અને એવા અસંખ્ય સ્ત્રીપુરુષોએ ઉદ્દામપંથી બનવા હામ ભીડી.

હીટલરે રાષ્ટ્રીય સમાજવાદી પક્ષનું પુનર્વિધાન જોશભેર આરંભ્યું. એનો જુવાન જોડીદાર, આજે ય જેના હસ્તમાં પ્રચારખાતું છે એ ડૉ. ગોબેલ્સ પ્રખર પ્રચારક બન્યો. અમેરિકન મૂડીવાદનાં જર્મનીમાં છેલ્લા શ્વાસ ઘૂંટાઇ રહ્યા હતા. યંત્રવાદે બેકારીને જન્મ આપ્યો હતો. એ મુડીવાદનો, ઝિનાખોરીનો પડદો ખેંચાયો, રોશની ફેલાઇ અને ફેર હીટલર ફરી પાછો જર્મન રાજકારણની રંગભૂમિ ઉપર સમ્રાટ બની અભિનય કરવા માંડયો.

## હીટલરનો વિજયડંકો

"દરેક બાજુ પર આક્રમણ આરંભી દો." એ નાઝી પડકાર જર્મનીમાં પડ્યો, અને જર્મન પ્રજાએ પડતાં જ ઝીલી લીધો. હજારો સભાઓમાં, રાક્ષસી કારખાનાઓમાં, શેરીઓમાં, રસ્તા ઉપર, અને કુટુંબોમાં લાખ લાખ વાર એ ફરમાન ફરી ફરી બોલાવા લાગ્યું. જે જે પ્રદેશમાં નાઝીઓનું જોર વધ્યે જતું હતું એ બધા સ્થાનોમાં ઝુંબેશ આરંભાઇ. સંદેશવાહકોની દોડધામ શરૂ થઇ. ટેલિફોનનાં દોરડા વાટે રાજકારણી વાર્તાલાપો બમણા વેગથી શરૂ થયા. હીટલરની ખડી ફોજ સરદારના શબ્દે જાનના જોખમે જનતી બની બહાર આવી. અમેરિકાનું અઢળક ધન પાછું અમેરિકા પહોંચી ગયું. પ્રજાતંત્રનાં જુનવાણી થાંભલાઓનાં ચૂરેચૂરા થયા અને એ ધૂળમાંથી નાઝીઓની ઇમારત ઉભી થઇ. જમની ઉઘાડી આંખે, નાઝીઓના પક્ષના ચડતા જુવાળને આશાભેર નીરખી રહ્યું.

"સરકારનો નાશ થાઓ"નાં અવાજથી નાઝીઓ જર્મનીના માર્ગો ગજવી રહ્યા હતા.

* * *

...રણનું રણશીંગું ફૂંકાયું. એક દ્વારમાંથી હેર હીટલર બહાર નીકળે છે બ્રૌઝ પાયજામો. એ જ રંગનું ખમીસ, હાથમાં ચાબૂક, અને દક્ષિણ નેત્ર ઉપર નાચતી કેશની લટ—ઉ. મેંબરો, આકર્ષક, પ્રતિભાશાળી

અને ઠોરતાભર્યાં: "જય! જય!"નાં નાદોથી હીટલરનો અવાજ દૂર ન જઇ શક્યો. એકી સાથે છ આઠ હજાર આદમીઓનાં હાથ ફેસીસ્ટ સલામ કરતા ઉંચા થયા...હીટલરે એવું લોખંડી બાવડું નીચું નમાવ્યું અને બાવડાંઓનો સાગર જાણે શમી ગયો... દુશ્મનોની (અમેરિકન) પીછેહટ પછી હીટલરે જર્મનીની દિશદિશમાં આક્રમણ આરંભી દીધું. ૧૯૩૦નાં માર્ચમાં જ, બેડન સંસ્થાનમાં જ નાઝીઓની ૯૦૦ કરતાં ય વધારે, મોટી સભાઓ ભરાઇ હતી. ૧૯૨૯ નાં અંતમાં જ પ્રશિયા, બાવેરીયા, સેક્સની, અને હેસીની ધારાસભાઓમાં અને મ્યુનિસિપાલિટીઓમાં નાઝીઓ મોટી સંખ્યામાં પ્રવેશ કરી ચૂક્યા હતા. નાઝીઓએ જોશભેર એમની ઝુંબેશનો શંખ ફૂંક્યો. નાઝીઓનાં સંસ્થાનોમાં, કચેરીઓમાં, સભ્યપદ માટે હજારો જર્મનોને ના પાડવી પડી. અરજદારોની સંખ્યા કલ્પનાનો સીમાડો વટીને દૂર દૂર ગઇ હતી. નાઝીવાદનાં પ્રબળ હિમાયતીઓ જંગમાં જીતવા લાગ્યા. નાઝીઓની વિરાટ ફોજમાં ઉલ્લાસ અને આનંદનાં પૂર વહેવા માંડ્યા. ૧૯૩૦નાં એ ઐતિહાસિક વર્ષમાં બોલ્શેવીકો અને નાઝીઓનાં ખુલ્લા ઝગડાઓએ જર્મનીને જીવંત બનાવી મૂક્યું. ખૂણેખૂણામાં નાઝીવાદનાં તણખા ફેલાઇ ચૂક્યા હતા. હીટલરવાદી જોષીઓએ જાહેર કર્યું હતું કે આજ સમયમાં મુસોલીનીએ એનાં વિરાદરોની સાથે રોમ ઉપર કૂચ કરી હતી. હીટલરનો કીર્તિસૂર્ય થોડા જ સમયમાં મધ્યાકાશે પહોંચશે.

એપ્રીલ મહિનામાં જર્મનીના માર્ગો ઉપર અસંખ્ય ભિખારીઓએ જર્મન શહેરોને ભરી દીધા. વીશ લાખમાંથી ત્રીશ લાખ ઉપર બેકારોની સંખ્યા પહોંચી. ભિક્ષુકોનું લશ્કર બર્લીનનાં માર્ગો ઉપર ભીખ માગતું ભટકતું હતું. ક્ષુધાતુર મુખ, ઉંડી અને નિસ્તેજ આંખો, અને કંગાળ ચહેરા એ શહેરનાં રાજમાર્ગોને શરમાવી રહ્યા હતા. રાષ્ટ્રની આ આપત્તિનાં કાળમાં જર્મની કોઇ તારણહારને ઝંખી રહ્યું હતું.

જર્મન ચાન્સેલર બ્રુનીંગે જર્મન ધારાસભાની સમક્ષ નાણાં વિષયક દરખાસ્તો રજૂ કરી. ધારાસભાની એ ઉંચા અવાજે અનુમતિની ભીખ માગતો હતો. જર્મન ધારાસભાએ અડગ બની "આવી દરખાસ્ત અમે હરગીઝ મંજૂર નહિ કરીએ" એમ જાહેર કર્યું. સપ્ટેંબરમાં નવી ચૂંટણીની જાહેરાત થઇ. હીટલર પક્ષનાં નાઝીઓએ પ્રચારવાદનો પ્રખર વાયુ જર્મનીનાં ખૂણેખૂણામાં ફૂંકવા માંડયો. નાઝીઓનાં ઝુંડ ગામડે ગામડે ભટકી, યાતનાઓ વેઠી હીટલરને સાથ આપવા ઉશ્કેરતા હતા. એ ઝુંબેશથી જર્મનીમાં રાજકારણની જબ્બર ઘેલછા જન્મી. "અમારી આ ચળવળ અમેરિકાને ઉથલાવી નાખશે, જર્મનીમાં નવું જોર પ્રગટાવશે. યાહુદી જ આ દેશનો દુશ્મન છે. જગતના ઇતિહાસની કિતાબો કબૂલે છે કે પ્રજાઓની પ્રગતિ અને અધોગતિ આર્થિક પરિસ્થિતિ ઉપર કદી ય નથી આતલંબતી. પ્રજાનું માનસ જ્યારે ખવાય છે, વિચારશક્તિ સડવા લાગે છે, ત્યારથી જ પ્રજાની પડતી જન્મી ચૂકે છે." આવાં આવાં સંખ્યાબંધ સૂત્રો હીટલરનાં મુખમાંથી સરી પડતાં, અને કંગાળ બનેલું જર્મની નિઃશબ્દ, આશ્ચર્યમુગ્ધ સાંભળી રહેતું.

હીટલરના તરુણ સાથી ડૉ. ગોબેલ્સે પ્રચારવાદની પ્રચંડ પ્રવૃત્તિ બર્લીનની ચાલીઓમાં આરંભી. પીઠ પછવાડે બે આવડાં રાખી, અચળ અને પ્રતાપી ગોબેલ્સ બર્લીનની ગંજાવર મેદની સમક્ષ ઉભીને હીટલરવાદનું ઉડાણ સમજાવતો. હીટલરનો એ જવાન અનુયાયી ગોબેલ્સ ઘણી યે વાર પોતાના ગુરુને એનાં તત્ત્વદર્શનમાં અને પૃથક્કરણમાં ટપી જતો. આર્થિક પ્રશ્નોની આંટીઘૂંટીઓ એ જાણતો અને શહેરનાં બુદ્ધિવાદી સમાજોની સમક્ષ હકીકતો, અને આંકડાઓ મૂકીને જર્મન પ્રજાતંત્રનાં નિષ્ફળ રાજતંત્રની ગુનેગારી સાબિત કરતો.

૧૯૩૦નાં સપ્ટેમ્બરની ચૌદમી તારીખે હીટલર પક્ષનાં અખબારોએ સનસનાટીભર્યા અહેવાલોમાં જાહેર કર્યું કે " રાષ્ટ્રીય સમાજવાદીઓની

3१૭૯૯



બર્લીનની કૂચનો પ્રારંભ થઇ ચૂક્યો છે." પૂરા લેબાસમાં સજ્જ થયેલા એકસો સાત હીટલરવાદીઓએ બર્લીનની ધારાસભા ઉપર હલ્લો કર્યો. કૂચવાદી નાઝીઓની સરદારી હીટલરે લીધી હતી, પણ એ જર્મનીનાં પ્રજાતંત્રનો એ શહેરી નહોતો.

"નાઝીઓના પ્રાણ હીટલર અને નેપોલીયનનાં થઇ એક સરખાં છે." એવી જર્મન વાજીંત્રોએ આગાહી કરી. નાઝી અખબારોએ હીટલરનાં જખ્મી થયા પછી સમર હસ્પીતાલમાં વિતાવેલ રજનીનાં, અને હીટલરનાં હાથમાં જર્મનીનો વાવટો ફરકતો હતો, એ સ્વપ્નનાં રોમાંચક સ્મરણો જર્મન પ્રજા પાસે રજૂ કર્યાં. આટઆટલી ધરણીને ય ધણધણાવી નાખે તેવી ચળવળ પછી ય હીટલરવાદીઓને ધારાસભામાં બહુમતિ નહોતી સાંપડી. હીટલરનું જોશ જર્મનીમાં વધ્યે જતું હતું એની ખાત્રી આ ચૂંટણીએ આપી. હીટલર હંમેશ પ્રતિપક્ષમાં જ રહી શત્રુને નમાવવા માગતો નહોતો. ધારાસભાની બહાર જર્મનીમાં આશ્ચર્યભર્યા નયને લાખો માનવી એનાં જીવનની વાતો કરતા. બહારનાં જગતમાં, જર્મનપ્રજાની કલ્પનામાં પ્રચંડ માનવી તરીકે હીટલર ઝઝૂમી રહ્યો હતો. હીટલર માનતો કે એ મહાન મુત્સદ્દી હતો, અને નિઃશંકપણે માનતો કે ફત્તેહમંદ સરમુખત્યાર થવા એ નિર્માયો છે. સરમુખત્યારીપણું એને વરવાનું હતું, પણ જગતનાં મુત્સદ્દીઓની મહત્તા હીટલરમાં નથી. હીટલર પાસે રચનાત્મક કાર્યક્રમ નહોતો. ઉંડી ખાણમાંથી જર્મનીને કીર્તિશિખરે પુનઃ બેસાડવાનું કાર્ય જ હીટલરનું હતું.

સપ્ટેમ્બરની ચૂંટણી પછી "બ્રુનીંગે રાજીનામું આપવું જોઇએ." એ પ્રકારનાં પોકારો નાઝી અખબારોએ શરૂ કર્યાં.

જર્મનીનાં લીપઝીગની અદાલતમાં ભવ્ય સરદારની જેમ હીટલર

ઉભો હતો. લીપઝીગનાં ધારાસભાની સર્વશ્રેષ્ઠ અદાલતમાં એ બોલવા ઉભો થયો, અને લાખો જર્મનોના ઘરમાં હીટલરની ભીષણ ગર્જના પ્રસરી ગઇ. રાષ્ટ્રીય સમાજવાદી અમલદારો તહોમતદાર તરીકે અદાલતના પિંજરમાં ખડા હતા. હીટલર સાક્ષી તરીકે સાક્ષીનાં પિંજરમાં રાષ્ટ્રીય સમાજવાદની ગૂંએશ શી છે એનાં રૂપરંગનો ખ્યાલ સોગંદ ખાઇને આપવાનો હતો. એના જ પક્ષના ત્રણ જોરદાર કાર્યકર્તાઓને સજા મળે, એ હીટલરથી ખમાય એવું નહોતું. લીપઝીગની અદાલતમાં રાષ્ટ્રીય સમાજવાદની ભવ્ય ઇમારતનાં ઇજનેર તરીકે હીટલર બોલવા લાગ્યો; એ બોલતો નહોતો, પણ મુખમાંથી તપેલો લોહરસ ઠાલવતો હતો.

"એવો એ સમય આવી રહ્યો છે, જ્યારે અમારા મનસુબા, અમારા અભિલાષ એ ગુપ્ત નહિ રહે. પણ સાગરના પાણીની જેમ અમ.રી ચળવળ સારા યે જર્મનીને પલાળી નાખશે. આવતી કાલની અને ભવિષ્યની ચૂંટણીમાં ચાર કરોડ મતદારોમાંથી સ ા ત્રણ કરોડ અમારી પીઠ પછવાડે ઉભશે એ અમારુ ઉજ્જ્વળ ભાવિ હું આજ દેખું છું."

હીટલરના શબ્દોની હવાઇ જર્મની અને દૂર દૂરના દેશોમાં ફરી. આશ્ચર્યનિદ્રામાં ડૂબતાં ડૂબતાં જગતે જાણ્યું અને અનુભવ્યું કે જર્મનીનો એડોલ્ફ હીટલર એ પ્રારબ્ધનો પુરુષ છે. એકતાલીસમા વર્ષમાં એણે પ્રવેશ કર્યો. એના મોટા માથામાં રૂપેરી વાળ દેખાવા લાગ્યા હતા. ચાન્સેલરશીપના આમંત્રણની રાહ જોઇને એ ઉભો હતો. વર્ષ પહેલાં એક ગિરાદારને એણે કહેલું: "ચાળીશ વર્ષનો ગઢ મેં વટાવી નાખ્યો. સત્તાના શિખરે ચઢ્યા વિના મને શાંતિ નથી."

બર્લીન શહેરથી થોડા માઇલ, લોવેનબર્ગ ગામની નજીકમાં એક

સુંદર સરોવર રાતદિન હીલોળા ખાય છે. એનાં ગંભીર પાણી જાણે ગાઢ નિદ્રામાં પડ્યાં હોય છે. વસંતની રજનીઓમાં જ્યારે વિશાળ વૃક્ષની શાખાઓનાં પડછાયા સરોવરમાં પડે છે અને ચાંદનીનાં કિરણો આખીયે એ બાગને દૂધથી પાથરી દે છે, ત્યારે જર્મનીને પ્રગતિને પથે લઈ જવાની આશાઓ સેવનારા માનવીઓ ત્યાં આવીને વસે છે, જપે છે, અને પ્રવૃત્તિ આદરે છે. અચાનક જ્યારે આકાશની મધ્યમાં ચંદ્ર ચમકી રહે છે, ત્યારે જ આઠ માનવીઓ ધીમે પગલે કૂચ કરે છે, તાલીમ લે છે, અને પળવારમાં ક્યાં છુપાઈ જાય છે.

ચૂપકીભરી વાતોમાં "હીટલર! હીટલર!"નું નામ ઘણીવાર કર્ણે અથડાઈ જાય છે. બપોરનાં તાપ પછી ચાલેલા એ "મુસાફરો ચાલીને લોથપોથ થઈને નીચે પડે છે. હજુ ય દૂરથી બીજા પુરુષો યુનીફોર્મમાં આવતા જણાય છે. ભૂરો એ લેબાસ છે, એની ગરદન ઉપર સ્વસ્તિકનું ચિહ્ન છે. પારોના કારખાનામાં નાનકડા વીજળીના દીવાનાં પ્રકાશમાં જર્મની આસપાસ વાવટાઓના ચિહ્નવાળા એ નકશાનો એ પુરુષો ઝીણવટથી અભ્યાસ કરે છે. "કાંટાના ઝાળામાં પડતાં મારો અંગૂઠો લોહીલોહાણ થયો છે." એટલું એક જવાન બોલે છે, એટલામાં "આગળ ધસો"નું ફરમાન આવે છે, અને એ આખી યે ફોજ પાણીના રેલાની જેમ આગળ ધપે છે.

ધૂળનાં મોટા ઢગલા ઉપર એક માનવી ઉભો છે. ભૂરો લેબાસ અને સોનેરી માવર, હાથમાં ઘોડેસ્વારનો ચાબૂક. આખી મંડળીનો કુલ મુખત્યાર છે; એ છે હેર હીટલર. નાઝીઓની ચમકતી ખડી ફોજનો એ સેનાની છે. એના લશ્કરના અમલદારોથી એ વીંટળાયેલો છે. આશા–અભિલાષાભર્યા જવાંમર્દો અને પ્રૌઢ માજી લશ્કરી અમલદારો એનાં કદાવર અને શૌર્યભર્યા સિપાઈઓને દેખીને હીટલર ગર્વ અનુભવે છે.

"યાહુદીઓનાં માર્ક્સવાદ અને મૂડીવાદની સામે જંગ ખેલવાના અમે શપથ લઈએ છીએ." એક સામટા સેંકડો સ્વરથી ડુંગર ગાજી ઉઠ્યો. સરોવરનાં મધ્યરાત્રિનાં શાંત પાણી ય કંપી ઉઠ્યાં.

"આપણી ફોજની નિસ્વાર્થ પ્રવૃત્તિથી બિરાદરો ! વિજય આપણા હાથમાં છે." મધ્યરાત્રિ થતાં હીટલર આશિર્વાદ આપે છે, અને સૌ વિખેરાય છે.

. જર્મન મજૂરસંઘની સભાઓમાં શાંતિ જાળવવા ઉભી કરેલ આ ફોજની સંખ્યા હવે ૮૦૦૦૦ એ પહોંચી હતી. ફોજના સૈનિકની બધી વફાદારી હીટલર તરફની હતી. હીટલરને ઉથલાવી નાખવાનાં યત્ન સેવનાર પક્ષના અમલદારને હાંકી કાઢવાની ફરજ સૈનિકોની હતી.

હીટલર સેનાનો જબ્બર મેનાની છે, કૂચ વેળાએ ઉચે અને પડછંદ સ્વરે હુકમ કરે છે, અને સૈનિકનું અંગત જીવન પણ ઘડે છે. એ રાત અને દિન સૈનિકોની પાસેથી કડક નિયમન માગે છે. ફોજના સિપાઈઓની પાસેથી બીજાણુ નિયમનની વાતો કરતાં એક દિન હીટલર બોલે છેઃ "મારા જાણવામાં આવ્યું છે કે તમારામાંથી અનેક સિપાઈઓએ ખાણાનાં પૈસા ચૂકવ્યા નથી. રાષ્ટ્રીય સમાજવાદીનું આ વર્તન અયોગ્ય અને અનિચ્છનીય છે. વિના વિલંબે કરેલાં કરજ મારો હરેક સૈનિક ચૂકવી નાખે." હીટલરની ખડી ફોજના આશય વિશુદ્ધ હતા. એની નેમ ઉચ્ચગામી હતી.

# જર્મનીની જાગૃતિ : યાહુદીઓનો નાશ

જર્મનીભરને વીંટળાઇ વળેલા એ નાઝીવાદની શી નેમ છે ? નાઝીઓના એ સરદારનાં જર્મની માટેનાં શાં સ્વપ્નાં અને અભિલાષ છે ? જર્મનીને જગતભરમાં શ્રેષ્ઠ બનાવવાનો હીટલરની સમક્ષ શો કાર્યક્રમ છે ? જર્મનીનો ચાન્સેલર એનાં રાષ્ટ્રને ક્યાં લઇ જવા ધારે છે ? એવા અનેક પ્રશ્નો દુનિયાભરમાં ઉત્કંઠાપૂર્વક ભયસહીત પૂછાય છે. ૧૯૩૩ની જાન્યુઆરીથી હીટલરના આગમનમાં જગતે સોખંડી પંજો દીઠો, જર્મનીમાં માણસાઇનો અને મનુષ્યત્વનો ધ્વંસ થતો નીહાળ્યો. બુદ્ધિવાદીઓની અને સામ્યવાદીઓની ગીરફતારી જોઇ, યાહુદીઓની દેશનિકાલ દશા જોઇ. હીટલરની આ નિર્દય ઝુંબેશમાં યુરોપની પ્રજાઓએ અને અમેરિકાએ જગતમાં થનારો નવો સંગ્રામ અનુભવ્યો, નવા સંગ્રામનાં રણશીંગા જોશભેર ફૂંકાતાં સાંભળ્યાં. હીટલરની નાટકી પ્રવૃત્તિઓને દુનિયા એકીટશે જોઇ રહી.

નાઝીઓનો અને હીટલરનો એક જ મંત્ર હતો. અને એ એક જ મંત્રમાં હીટલરવાદનો કાર્યક્રમ ચિતરાયેલો હતો. "જર્મની જાગૃત થા : યાહુદીઓનો વિનાશ કર." જર્મનીનાં ખૂણેખૂણામાં યાહુદીઓની એ ૭ લાખની જાતિ સામે ધિક્કારની ભઠ્ઠી સળગી હતી. તિરસ્કારની આગથી એ ઐતિહાસિક પ્રજાને ભસ્મીભૂત કરવા નાઝીજર્મની તલસી રહ્યું, યાહુદીને દેખીને જર્મનનાઝીની આંખમાંથી લોહી ટપક્યું, એનાં નેત્રો

ખુનસથી ખરાબ જતાં. સૈકાઓની વૈરની ભૂખ નાઝીઓને શમાવવાની હતી. "આર્ય" એ સપ્તુનમાં કેટલી અમીરી નિસ્વાર્થ વૃત્તિ અને ઔદાર્ય ભર્યાં છે ? યાહુદીએ જ જર્મનીનું સત્યાનાશ વાળ્યું છે. જર્મનીની મહાપ્રજાની અધોગતિનું સૌથી વિશિષ્ઠ કારણ જાતીય પ્રશ્નમાં છુપાયું છે. "અને યાહુદી જ આપણા રાષ્ટ્રનાં વિકાસમાં આડખીલીરૂપ બન્યા છે, એ મારી જિંદગાનીનો એકરાર છે." એમ હીટલર એનાં નયનોમાં અમિના તણખા ખેરવતો બોલતો.

"યાહુદી સામેની આ અમારી ઝુંબેશના પાયામાં લાગણીઓ જ ઉભરાય છે." એમ જર્મનીના ધારાસભ્ય ગોટફ્રીડ ફેડરે હમણાં જ કબૂલ કર્યું હતું.

નાઝીઓનો કાર્યક્રમ જાહેર કરે છે કે—"અમારી જ જાતિનાં સભ્યો અમારા રાષ્ટ્રનાં અધિકાર ભોગવી શકશે. જર્મનીનાં લોહીની સાથે સંકળાયેલા બધાને જ અમે જર્મન કહીએ છીએ. એટલે જ યાહુદીઓને અમે અમારામાંના નથી જ ગણવા માગતા. બિનશહેરી પરદેશીઓ જર્મનીના કાયદાનાં છત્રમાં અતિથિ માફક રહી શકશે, જર્મન શહેરીઓ જ મત નોંધાવી શકશે, અને ધારાસભાને રચી શકશે. અમે ભારપૂર્વક કહેવા માગીએ છીએ કે જર્મન ધારાસભામાં, સંસ્થાનોમાં, સનંદી નોકરીઓમાં, અને શહેર સુધરાઈખાતામાં અમારા જ શહેરીઓનો સંપૂર્ણ અને નિર્ભેળ વહીવટ રહેશે. ૧૯૧૪ પછી જર્મનીની બહારના આવેલા પરદેશીઓ જેમને અમે યાહુદી તરીકે પીછાણીએ છીએ એ સર્વને અમે બહાર હાંકી કાઢવા ઇચ્છીએ છીએ."

નાઝીવાદ અખબારી ખાતું, જે યાહુદીઓનાં હાથમાં છે, એમાંથી યાહુદીઓની અસર સમૂળગી ઘોઇ નાખવા માગે છે. જર્મનીનો પોલાદી પંજો ઉંચો થતાં આજે ગણ્યાગાંઠ્યા જેટલાં વર્તમાનપત્રો બધ પડ્યા છે.

યાહુદી ડૉક્ટરો અને તબીબોની સામે, જર્મનીમાં આજ પ્રતિબંધ મૂકાયો છે. દેશનિકાલ થયેલા હજારો યાહુદી પ્રોફેસરો, વૈજ્ઞાનિકો, તબીબો, અખબારી સોદાગરો, જગતની પાસે સહાયની યાચના કરે છે. 'યાહુદી' નામની સામે હીટલરે જંગ જાહેર કરી છે. યાહુદીઓનું નામનિશાન જર્મનીમાંથી ભૂંસાઇ જાય એટલો નિષ્ઠુર વર્તાવ, એટલું નિર્દય વર્તન, એ પ્રજાની સામે નાઝીવાદ દાખવે છે. યાહુદીઓ નાઝીઓનાં ભયંકર ગુનેગાર તરીકે જર્મનીની ભૂમિ ઉપર ઉભા છે! પણ કોણ જાણે છે કે ખરો અપરાધી કોણ છે?

જર્મનીની ઉચ્ચ પ્રજાને યાહુદીઓના ભયંકર ચેપમાંથી મુક્ત રાખવા, જર્મન પ્રજાની સંપૂર્ણ વિશુદ્ધિ ટકાવવા, અને જર્મન લલનાઓની જાતીય સંસ્કારિતા અને શુદ્ધિ જાળવી રાખવા હીટલર અને એના જોડીદારો અવનવી યોજના ઘડ્યા કરે છે. આર્યપ્રજાની અમીરી કાજે, હરહંમેશ હીટલર નવ ફતવા બહાર પાડે છે. જર્મનીની સરકારે નીમેલા તબીબોનાં સંપૂર્ણ નિરીક્ષણ પછી જ આજે પુરુષ અને સ્ત્રી લગ્ન કરી શકે છે. પરવાના વગર, અને શારીરિક તપાસ વિના લગ્ન કરવા એ આજનાં હીટલરશાહી જર્મનીમા ગુનો છે. જર્મનીની વિશુદ્ધિ જાળવી રાખવા, જર્મનીની સ્ત્રીઓને ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવી છે. દરેક સ્ત્રીએ પોતાના વર્ગનું ચિહ્ન રાખવાનું હોય છે.

શારીરિક, અને ચારિત્ર્યની શુદ્ધિની દૃષ્ટિએ લાયકાત ધરાવનાર લલનાને પ્રથમ વિભાગમા મૂકવામા આવે છે. જર્મન અમીર ઉમરાવો આજ વર્ગની સ્ત્રીઓની સાથે લગ્ન કરી શકે એવો આ જ હીટલરનાં રાજ્યમાં કાનૂન છે. બીજા વર્ગની સ્ત્રીઓમાં લોહીની શુદ્ધિ હોવા છતાંય નિશ્ચિંત સમય માટે એ સ્ત્રીઓનાં વર્તાવ ઉપર અંકુશ રાખવામાં

આવે છે. લગ્નનાં પરવાના મળ્યા પછી ય આ સ્ત્રીઓનાં લગ્નજીવન ઉપર ખુબ નિરીક્ષણ રાખવામાં આવે છે. ત્રીજા વર્ગની સ્ત્રીઓની દશા દુઃખદ અને વેદનાભરી છે. શારીરિક, અને બૌદ્ધિક દૃષ્ટિએ શુદ્ધ હોવા છતાં બીજી અનેક રીતે આ સ્ત્રીઓનું લગ્નજીવન અયોગ્ય ગણવામાં આવે છે. રાષ્ટ્રને એની પ્રજા હાનિકર્તા ગણવામાં આવે છે. હલકી જાતિના પુરુષોને જ આ સ્ત્રીઓ પરણી શકે છે. લગ્નનો પરવાનો મેળવતાં પહેલા એ પુરુષોને નિર્વિર્ય બનાવવામાં આવે છે. ચોથા વિભાગની બધી જ સ્ત્રીઓના લગ્નના સામે સખત પ્રતિબંધ મૂકાયો છે.

સંધ્યાના રંગો પળેપળે બદલાય છે, એમ હીટલરનો અપરિવર્તનશીલ કાર્યક્રમ બદલાયે જ ગયો છે. "ઉત્પાદનનાં બધાં જ સાધનો રાષ્ટ્રનાં બનશે. અને નફાની વહેંચણી કરવામાં આવશે." ઘણીવાર જાહેર થયેલા એ કાર્યક્રમથી દૂર જઈને હીટલર આજે કહે છે કે "મોટાં અને રાક્ષસી એ કારખાનાના એ માલિકો રાષ્ટ્ર ભાવનાવાળા નહિ બને તો જ મારી સરકાર એમની ઉપર તરાપ મારશે." આજની મજૂર વર્ગની અને કામદારોના આખા યે લડાયક વર્ગની સામે હીટલર અને એનાં બાંધેલ પીઠ ફેરવીને ઉભા છે.

સત્તાને શિખરે પહોંચતાં પહેલા નાઝીઓએ આર્થિક મુક્તિને માટે, બેકારોની રોજી માટે, સુંદર બિરદ આપેલાં. આજે એ જ હીટલરે આર્થિક પુનર્ઘટનાના મહાન ક્ષેત્રમાં, અને આર્થિક મુક્તિની ઉપયોગી બાબતમા પીછેહઠ કરી છે. મૂડીવાદ, સમાજવાદ, અને ફેસીઝમનાં બધા જ તત્ત્વોનું પાચન નાઝીઓ નથી કરી શક્યા, અને હીટલરવાદ આજે જર્મનીને આર્થિક દૃષ્ટિએ રાહત નહિ પણ નાણાં ભીડ, અને આર્થિક સંક્રામણની ઉંડી ખાઈ તરફ ખેંચી રહ્યો છે.

મૂઠીભર ઉદ્યોગપતિઓનાં હાથમાં રમતી રાક્ષસી ઔદ્યોગિક ઇમારતો,

કારખાનાંઓ, અને થોડાંક જમીનદારોના હાથમા રહેલી લાખો જમીન રાષ્ટ્રની માલિકીની થશે. એવા ઢોલ જર્મનીને આપી દૂર દૂર હીટલર અને એના મિરાદરો જઇ રહ્યા છે. પ્રશીયાનાં શાહ ગરોના હાથમા રોકાયેલી દેશની મોટી મિલકતની સામે હીટલર આજે ાદ પુકારતો નથી. માર્કસવાદીઓના વાવટા નીચેથી હીટલર જર્મન ને નાઝીવાદના ઝંડા નીચે ચાલ્યા આવવા આગ્રહ કરે છે.

"પ્રજાની પ્રગતિ અને સંસ્કૃતિનો જન્મ જનસમૂહમાથી કદી ય થતો ી, થયો નથી. પણ પ્રબળ અને પ્રતિભાવાન પુરુષ જ નવી પ્રજાને ર્જાવે છે." હેર હીટલર આવી વ્યક્તિપૂજાની ભાવનાની આરસી જર્મન ાસે ધરે છે. અને એવો પ્રાણવાન, જોરદાર, વ્યક્તિત્વભર્યો પુરુષ તે ાણુ [2] રાષ્ટ્રવાદી સમાજવાદનો વિચાર, પ્રવૃત્તિ અને કાર્યક્રમ એ જ યોજના- માથી તાતા તીરની જેમ છૂટયા, અને આજે થોડાક સબળ કાર્યકરોની સહાયથી જર્મનીના ગૌરવશિખરને શિખરે હીટલર નૂતન-જર્મનીના નવા ઘાટની કલ્પના કરતો ઉભો ઉભો જોયા કરે છે. રાષ્ટ્રને ઉચ્ચગામી કર- વાના એના ભગીરથ પ્રયત્નમા એની જેટલુ માન અને ગૌરવ બીજા કોઇને સાપડી શકે એમ નથી. 'નવ-રાષ્ટ્ર'ની પ્રેરણા હીટલરે અનુભવી અને જાહેરા પક્ષનો જન્મ થયો. એક જબ્બર, લોહભરી ઇચ્છાશક્તિ- વાન પુરુષના એકલા હાથે કરેલા નવસર્જનનુ આ અદ્ભુત દૃષ્ટાંત છે.

હીટલરનો આર્થિક અને રાજકીય કાર્યક્રમ જેટલો અસ્પષ્ટ છે, એટલી જ વાહીયાત હીટલરની આંતરરાષ્ટ્રીય નીતિ છે. "લડાઇને અંગે જર્મની પાસેથી બીજા રાષ્ટ્રો નુકશાની નહિ માગી શકે, જર્મની એ અન્યાયભર્યા કરાર સામે સજ્જડ વિરોધ દર્શાવે છે." હીટલરનું આંતર- રાષ્ટ્રીય રાજકારણમા એ પગલુ જરૂર આત્મઘાતક હતુ. ફ્રાન્સ તરફના હીટલરના શબ્દપ્રહારોએ જર્મની અને ફ્રાન્સની દુશ્મનાવટનો અગ્નિ વધારે પ્રજ્વલિત કર્યો છે.

"ફ્રાન્સ અને જર્મનીની દુશ્મનાવટ જમાનાઓની છે. યાહુ
જગત સર્વોપરિપણાના ભાવનાવાદના ફ્રાન્સનાં પ્રજાજનો હિમાયતી
હબસીઓના લોહીથી છંટાએલા એ ફ્રેન્ચ પ્રજાજનો યુરોપની
પ્રજાઓ ઉપર ઝઝૂમતા ભયંકર વાદળ સરખા છે."

યુરોપનાં અન્ય દેશો સાથેનાં આજનાં જર્મનીનાં સંબંધો સુંવ
રહી શક્યા નથી. હીટલરની કાતિલ જબાનમાંથી ફૂલ જેવા, સુ
ગીરીભર્યાં, શબ્દો કદી ય નીકળતા નથી. કટાક્ષ, અને ધિક્કાર
વાણીથી જગતનાં દુશ્મનોને એ ડારવા મથે છે. નિઃશસ્ત્ર અને
પતિત થએલા, જર્મનીની શસ્ત્ર સમાનતાના કાજે જોરશોર પ્રજા
પાસે એ દાવો કરે છે. ૧૯૩૩ નાં વર્ષમાં પ્રજાસંઘમાંથી રાજીના
રજૂ કરનાર, અને શસ્ત્ર-નિવારણ પરિષદનાં બંધ બારણાંને ઉઘ
ધક્કો મારી બહાર નીકળી આવનાર જર્મની દુનિયાભરના પ્ર
દરજ્જાનાં દેશો અને સરકારોની આંખે ચડ્યું છે.

જર્મનીનાં સમાજવાદીઓ, આજે કેદખાનાઓમાં પૂરાયેલા છે!
સામ્યવાદીઓ આજે કારાવાસ સેવી રહ્યા છે. રાજવાદીઓની સ
પ્રબળ અંકુશ જર્મનીમાં ઝઝૂમે છે. યાહુદીઓનાં કુટુંબો આ
જર્મનીમાં, અને બાહેર ઘરબાર વિહોણાં ભમે છે. આંતરરાષ્ટ્રીય નામન
વાળા પ્રો. આઇન્સ્ટાઇન જેવા વૈજ્ઞાનિકને ઘર વિના દેશદેશ રખડ
પડે છે. જર્મનીનો સમર્થ જીવનકથાકાર એમીલ લડ્વીગ આગરવા
અમેરિકામાં બેઠો છે. સમાજવાદી, સામ્યવાદી, અને બુદ્ધિવાદીઓન
લખ્ખર ઝુંડનું નામ નિશાન જર્મનીમાં ન રહે એ હીટલરની નેમ છે
આજે જર્મનીમાં " શાંતિ છે "—સાચી એ શાંતિ નથી, જર્મનીની
શાંતિ સ્મશાન શાંતિ છે.

હીટલરની સમશેરના ખડખડાટથી જર્મની પ્રગતિ કે અધોગતિને
પંથે વળ્યું એનો સાક્ષી તો ઇતિહાસ જ રહેશે!

## નાઝીઓનું જાહેરનામું

**૧૯૨૩થી** ૧૯૩૦ સુધીની રાષ્ટ્રીય સમાજવાદીઓની ધારાસભાની એક જ અણનમ કારકિર્દી રહી છે. એક જ અનર્થ અને અનિષ્ટ જર્મનીને કોતરી રહ્યુ છે, અને એક જ એનો માર્ગ છે. જાતીય સમિશ્રણ એ રાષ્ટ્રીય સમાજવાદીઓ જર્મનીનો ભયંકર રોગ છે એમ માને છે. "આર્યોનું જ (જર્મનોનુ) જર્મની" એ જ એ વિકરાળ દરદનો રાજમાર્ગ.

ધારાસભાની સંસ્થાન સભાઓમાં અને શહેર સુધરાઇ મંડળોમાં રાષ્ટ્રીય સમાજવાદીનો એક જ સૂર હતો. એકસરી ભેરી હીટલરવાદીઓ વગાડી રહ્યા હતા.

"જે કોઇ શખ્સ જર્મીનના આધ્યાત્મિક, શારીરિક અને ભૌતિક નિઃશસ્ત્રવાદનો પ્રચાર કરશે, જે કોઇ જર્મનીનાં શસ્ત્ર સજવાનાં અધિકાર સામે આક્રમણ કરશે, જે મનાી જર્મનીના પ્રધાનહિતની સામે ચળવળ કરશે, અથવા જર્મનીની ઉપર સમરમા ગુનાની જવાબદારી લાવશે, એને મોતની સજા ફરમાવવામા આવશે." "જે કોઇ યાહુદીઓનો સંગાથી બની રાષ્ટ્રની વિરુદ્ધ જશે એનું સ્થાન કારાવાસમાં જ રહેશે."

"જે કોઇ માનવી જર્મનીના રાષ્ટ્રીરોની ઉપર આક્રમણ કરશે, અથવા લશ્કરના મોવડી ઉપર અણુ-છાજતા હુમ્લા કરશે," રાષ્ટ્રીય ચિહ્નો,

રાષ્ટ્રનો બચાવ અને રાષ્ટ્રીય ધ્વજાની સામે અયોગ્ય રીતે બોલશે કેદખાનામાં નાખવામાં આવશે."

"૧૯૧૪ની ઑગસ્ટની પહેલીથી જર્મનીમાં પ્રવેશ કરનાર પ: કરોડપતિઓ, પૂર્વના યાહુદીઓનાં, અને એમનાં કુટુંબની ઃ માલમિલકત જપ્ત કરવામાં આવશે."

રાષ્ટ્રીય સમાજવાદીઓ એક ઠરાવ રજૂ કરે છે: "યાહુદી બધા જ સમ્પોની સામે જુદા જ કાનૂન નીચે કામ ચલાવવામાં આ જર્મન સરકારની બધી જગાઓ ઉપરથી અને નોકરીઓમાં યાહુદીઓને રૂખસદ આપવામાં આવશે."

જર્મનીનું પતન વર્સેલીનાં કોલકરારથી શરૂ થયું. કાગળનાં કટ ઉપરનાં અને સંગીનનાં જોરથી લાદવામાં આવેલા એ કોલકરારો અસ્વીકાર્ય કરી નાઝીઓએ જાહેર કર્યું કે: "જ્યાં સુધી વર્સેલીના કરાર સમશેર અમારી ઉપર લટકે છે ત્યાં લગી અમારા ઝંડાનો રંગ કાળે રહેશે. જે ચળવળનાં પ્રયત્ને જર્મનીનું પુનઃવિધાન થશે એ પક્ષને વાવટો એ અમે અમારો કરીશું."

હીટલરવાદીઓએ જર્મનીના પ્રજાસંઘ પ્રવેશને હલકો ગણી ધિક્કારી કાઢ્યો હતો. આજની જર્મનીની હીણપતભરી સ્થિતિમાં દુશ્મનોનાં સંઘમાં, એ જ છાપરાંની નીચે વાટાઘાટ ન ચલાવી શકાય. લોકાર્નોનાં કોલકરારથી જર્મનોનાં નાઝીઓ ધીક્કારથી ઉભરાઈ રહ્યા હતા. જર્મનીના ત્રણ મહાન મુત્સદ્દીઓ જેમણે ૧૯૧૮ ના શાંતિપત્ર ઉપર સહી કરી, એમાંના ગુસ્ટાવ સ્ટ્રેસમેનને હીટલરવાદીઓ જર્મનીનો મહાન ગુનેગાર લેખે છે. યુરોપની શાંતિમાં ૧૯૧૮નો સ્ટ્રેસમેનનો ફાળો ધ્યાનમાં લઈને સ્વીડન એને શાંતિનું પારિતોષક આપે છે, એ સમાચાર મળતાં નાઝીઓ પુકારી ઉઠ્યા: "જર્મનીની ધારાસભા ડૉ. સ્ટ્રેસમેનને મળેલા શાંતિ પારિતોષકનો

સ્વીકાર ન કરવા એને મક્કમપણે જણાવશે. અથવા તો એ જ પૈસાનો ઉપયોગ સમરાંગણે શહીદ થયેલા વીરોનાં સ્મરણ ચિહ્નોમાં વપરાશે."

ધારાસભામાં બેસીને દશ વર્ષનાં એ અરસામાં રાષ્ટ્રીય સમાજ-વાદીઓની એક જ કામગીરી હતી. ૧૯૩૩નાં વર્ષમાં હીટલર અને એનાં પક્ષકારો જે માર્ગે જર્મનીને દોરવા માગતા હતા, એનો ઉંચે સ્વરે પોકાર કરી જબ્બર પ્રચારકામ કરી, ભવિષ્યનાં રાહનું એમાં માર્ગ સૂચન કરવું.

# બ્રુનીંગ અને હીટલર

રાજ્યમંત્રણાનાં આંદોલનો જે ભવ્ય મકાનમાં નિશદિન ઉઠતાં હતા એવી ભવ્ય ઇમારતની ટોચે એક ઓફિસમાં જર્મની ઉપર શાસન ચલાવતો એક અભ્યાસી જેવો આદમી બેઠો હતો. એનું વદન મ્લાન હતું; એના સુંદર ચહેરા ઉપર બુદ્ધિની તેજસ્વીતાની ઉંડી છાપ હતી. એનાં અવાજમાં મૃદુતા ભરી હતી. એની વાળણી આંખો વિનયપૂર્વક આસપાસ જોઇ રહી હતી. જર્મનીનો ચાન્સેલર એ બ્રુનીંગ હતો. એની જ સામેની ખુરશી પર એ જ પુરુષની જગા લેવા તત્પર થઇ રહેલો બીજો વજ્ર પુરુષ દર્પભરી જબાનથી વાતો કરતો હતો. એની વાણીમાં મક્કમતા હતી, એના મુખ ઉપર ક્રોધ, અને અસંતોષની જ્વાળા સળગતી દેખાઇ રહી હતી, એનાં હાવભાવ અને શબ્દો તલવારની ધારથી પે વધારે તીક્ષ્ણ હતા, એની બેસવાની રીત, એનાં આત્મવિશ્વાસ અને ગર્વભર્યા શબ્દો બીઝમાર્કની યાદ આપતા. જર્મનીમાં સત્તાનાં મુખ્યસ્થાને બેસવાનો એનો હવે અધિકાર હતો. વર્ષોથી સત્યુણ્યત્યાર થવાનાં એનાં સ્વપ્નાં હતાં. એ હતો એડોલ્ફ હીટલર. ચાન્સેલર બ્રુનીંગ અને હીટલર વચ્ચેની મંત્રણામાં કટુતા, કટાક્ષ, ગરમીનાં તત્વો આવવા લાગ્યાં. આ વાર્તાલાપમાં નિષ્ઠુરતા આવી રહી હતી. નાઝીપક્ષનાં એ અજોડ સેનાની હીટલર તણખામર્યાં શબ્દોથી જ્ઞાનભારથી લદાયેલા બ્રુનીંગને હંફાવી રહ્યો હતો.

જનમમહ્તને ઉશ્કેરી સાથે લેવાની કળા બ્રુનીંગમાં નહોતી. રાજકારણની આર્થિક પરિસ્થિતિની વિગતો હાથ ધરીને એનો ઉકેલ લાવવાની એનામાં અજબ શક્તિ નહોતી. હીટલરની જેવો દંડાધારી બ્રુનીંગ નહોતો. જર્મનીને રાષ્ટ્રીય આત્મઘાતમાંથી અટકાવવા દિવસનાં ચૌદ કલાક એ

મેજ ઉપર બેસી રહેતો, છતાં ય જર્મનીનાં લાખો સ્ત્રી પુરુષોને એના પક્ષમાં ખેંચવા એ અસમર્થ હતો.

૧૯૩૨નાં વર્ષમાં જગત ઉપર આર્થિક સંકટનું વાદળ ઝઝૂમતું હતું. જર્મનીએ જબ્બર આર્થિક વિપત્તિ એ વર્ષમાં અનુભવી. બજેટનાં મોટા આંકડાઓનાં જગતમાં બ્રુનીંગ જીવતો હતો. બ્રુનીંગના પક્ષને મહાત કરવાનાં ઇરાદાથી હીટલર અને એનાં બેરઓ જર્મનીની સમક્ષ નવું સ્વર્ગ રચવા લાગ્યા. એક પ્રભાતે બ્રુનીંગે એની રાજ કચેરીમાંથી જર્મનીનાં લેણદાર દેશોને જાહેર કર્યું કે: "અમે અમારા દેશનાં કટોકટીનાં આ કાળે નુકશાની ભરપાઇ કરવા અસમર્થ છીએ. અમે એ નુકશાની હરગીઝ નહિ ભરીએ." બ્રુનીંગે જર્મનીની નાડ પકડી હતી, દેશનું દરદ એણે પારખી લીધું હતું. બ્રુનીંગનો પ્રતિપક્ષી હીટલર બ્રુનીંગની જાહેરાતથી આશ્ચર્યચકિત થયો. સરમુખત્યારીનાં શોખીન હીટલરે એનાં બેરઓને જર્મનીની રાજ્યસભામાંથી બ્રુનીંગની આપખુદ જાહેરાતની સામે વિરોધ દર્શાવવા, બહાર નીકળી આવવા આજ્ઞા કરી. ધારાસભા, અને પ્રજાતંત્રવાદની સામે હરહંમેશ પ્રહાર કરનાર હીટલર બ્રુનીંગની સામે પોકાર કરતો હતો.

હીટલર જેને ઉથલાવી નાખવાનાં મનોરથ હરઘડીએ સેવતો હતો, એ ચાન્સેલર બ્રુનીંગનાં ભાષણો હજારોની વિરાટ મેદનીને મંત્રમુગ્ધ નહોતાં કરી શકતાં. એ ચાન્સેલરનાં વ્યાખ્યાનોથી અખબારોની કટારો ભરાયેલી નહોતી દેખાતી. હીટલરની જબાનની ઉગ્રતા અને પ્રખરતા બ્રુનીંગમાં ભાગ્યે જ દેખાતી. જર્મનીની રાજ્યસભામાં સિંહની ગર્જના એણે નહોતી કરી. હીટલરથી જુદેરી જાતનો એ માનવી હતો. નાની સમિતિઓમાં જ્યારે વાર્ષિક અંદાજપત્રો ઘડાતાં હોય, નવા કરો નાખવાની યોજના વિચારાતી હોય, એવે સમયે જ બ્રુનીંગની બુદ્ધિની તેજસ્વીતા ઝળહળતી. હીટલરની જેમ તમાશા કરવાની આદત બ્રુનીંગમાં

નહોતી. ગણત્રી અને આંકડાશાસ્ત્રમાં એની જેવો વિશારદ તે સમ બીજો કોઇ નહોતો.

૧૯૩૧નાં એ વર્ષમાં જર્મનીના રાજકારણ તરફ દૃષ્ટિ નાખતાં પુરુષોને દેખીને બે વિરોધી તત્ત્વોનું સ્મરણ થયા વગર નહિ રહે હીટલર અને બ્રુનીંગ પરસ્પર વિરોધી પાત્રો એ ઘડીએ જર્મનની રાજ કારણની શેત્રંજ ખેલી રહ્યા હતા. વ્યાસપીઠ ઉપર ઉભેલો ચાન્સેલ બ્રુનીંગ નીચે ઉભેલા હીટલર પાસે ય નાનો દેખાતો.

હીટલરની ગર્જનાથી મોહિત થયેલી મેદનીને બ્રુનીંગ નરમ, ઢીલે અને ઢંડો દેખાતો. એક ધાટા બ્રુનીંગના સૂરની જાદુઇ અસર ક્યાંથી થાય ? ઉંડા અભ્યાસમાંથી જન્મેલા લાંબા આંકડાઓની હારમાળાથી એ સમાજનો કંટાળી જતા. બ્રુનીંગમાં હીટલરનો ઉત્પાત નહોતો. જનસમૂહને મોહ પમાડવાની શબ્દજાળ પાથરવાની કળા એણે પ્રાપ્ત નહોતી કરી. હીટલર ખેલાડી છે, એ જબ્બર નાટકી પુરુષ છે. ત્યારે ચાન્સેલર બ્રુનીંગ અભ્યાસી છે, બુદ્ધિજીવી છે, બુદ્ધિ અને જ્ઞાનભારથી દબાયેલો એ રાજપુરુષ છે. જર્મનીની જનતાની દૃષ્ટિએ બ્રુનીંગ અતિ સામાન્ય રાજપુરુષ છે. મીઠા શબ્દોની મોહજાળ પાથરી જર્મનીની પ્રજાને એમાં ફસાવવાના એણે કોઇ પ્રયત્નો કદી ય નથી કર્યા.

“અમારા નિશ્ચિત માર્ગે અમે જવાનો નિરધાર કર્યો છે. આંતર-રાષ્ટ્રીય સંબંધોમાં જ્યારે સુધારો થશે ત્યારે જ આપણી અવ્યવસ્થા અને દુઃખનો અંત આવશે એમ હું માનું છુ. અને એ પળની વાટ જોતો હું ઉભો છું.” જર્મનીના એ પરિવર્તનકાળમાં બ્રુનીંગ જર્મનીને કોલ ન આપી શક્યો. સામાન્ય સજ્જનની સૌજન્યભરી એ વાણી હતી. જગતની આર્થિક મંદીથી હીટલરવાદનો જુવાળ જર્મનીમાં બ્રુનીંગને આવરી લેવા ખૂબ જોરથી ચડી રહ્યો હતો. બ્રુનીંગ અભ્યાસી હતો, જર્મનીનો એ મહાન મુત્સદ્દી નહોતો.

## વિજયને પંથે

આ ર્બુગર સ્ટ્રીટના એક ખૂણા પર જોરબંધ દોડતી એક મોટર થંભે છે. ચાચકિત મોટરમાંથી કદાવર અને પ્રચંડ શરીરવાળો એક પુરુષ ઉતરે છે, અને પળમાં ક્યાંય સંતાય જાય છે. થોડી જ મિનિટોમાં એક નાની મોટર ધરધરાટ કરતી દોડી આવે છે, અને એમાંથી પણ નીકળતો માનવી દૃઢ પગલાં માંડતો અદૃશ્ય થઈ જાય છે. પહેલો પુરુષ હતો વૉન પેપન અને બીજો હતો હેર હીટલર. એ રસ્તા ઉપરના એક મકાનમાં ખાનગી ગુફ્તેગો કરવા વૉન પેપને હીટલરને આમંત્રણ આપ્યું છે. નવી કેબિનેટમાં હીટલર પક્ષને એની સાથે લેવા વૉન પેપન સમજાવી રહ્યો હતો.

વૉન પેપનના વાર્તાલાપને અધીરાઈથી હેર હીટલર સાંભળી રહ્યો હતો. મધ્યસ્થવાદીઓ અને એના મોવડી પેપનને સ્ક્લીગનાં વિજય માટે હીટલર જવાબદાર ગણતો હતો. રાષ્ટ્રીય સમાજવાદીઓનાં સ્થંભ શા હીટલરના શબ્દ પ્રહાર સામે ટક્કર ઝીલવા વૉન પેપન અસમર્થ હતો. સ્ક્લીગના પ્રધાન મંડળે નાઝીઓની પાર્ટીના ભૂરા લેબાસની સામે પ્રતિબંધ જાહેર કર્યો હતો. એ જ્યાં લગી પાછો ખેંચી લેવામાં ન આવે ત્યાં સુધી હીટલર પેપનની કેબિનેટમાં આવવા માગતો નહોતો. ગેરકાયદેસર ઠરેલા એ પોશાકને જર્મનીમાં કાયદેસર કરવાનો કોલ પ્રથમ હીટલરને જોઈતા હતા.

વિલિયમ માર્ગ ઉપર આવેલી પ્રેસિડન્ટની કચેરીના એક ખૂણામાં હીંડનબર્ગ પેપનની સાથે મંત્રણા કરતો હતો. બ્રુનીંગના હાથમાંથી જર્મનીની લગામ એની સમક્ષ બેઠેના પેપનને આપવાનો નિરધાર હીન્ડનબર્ગે કરી લીધો.

૧૯૩૨ના જુનની પહેલી તારીખે નવી સરકારની યાદી જર્મનીની પાસે ધરવામાં આવી પ્રેસીડન્ટ હીન્ડબર્ગને ચાન્સેલર પેપને હીટલરના સંપૂર્ણ ટેકાની ખાત્રી આપી "જર્મનીની મહાપ્રજા ભૌતિક અને નૈતિક એવા કટોકટીના અપૂર્વ કાળમાથી આજે પસાર થઇ રહી છે." પેપને એના જાહેરનામામા ઉપલી વાતની યાદ જર્મનીને ફરી આપી. હીટલરનો રચનાત્મક કાર્યનો પડઘો આ યાદીમા હતો.

વૉન પેપને આપેલા કોલને અનુસરી "ભુરા ખમીસ"ધારીઓની ટુકડીને કાયદેસર કરવામાં આવી. હીટલરવાદીઓનો ઉલ્લાસ અને આનંદ સમાતો નહોતો. પેપનની સાથેના સહકારથી બર્લીનમાં જબ્બર પ્રચારકાર્ય કરતા ડૉ ગોબેલના ભવાં ચડી રહ્યા હતા. રાઇસ્ટાગની ગગનચુંબી ઇમારત ઉપર સ્વસ્તિકનાં ચિહ્નવાળો વાવટો ફરકી રહ્યો છે, એનાં સ્વપ્ન એને આવતા.

૧૯૩૨ની ગ્રીષ્મ ઋતુ જર્મનીમાં ખરેખર ભારે ઉગ્રતા ભરી હતી. જર્મનીના રાષ્ટ્રીય અખબારો નુકશાની ભરપાઇ કરી આપવાનાં દિવસને પખવાડિયું મુલતવી રાખવાની હિલચાલ કરતા હતા નાઝીવાદના વાજીંત્રો, સરકારે હાથ ધરેલા કામમાં જો સફળતા ન મેળવે, તો ધૂતારી ગણાશે એમ જાહેર કર્યું. રાઇસ્ટાગની બાહેર હીટલરની ચળવળે જોશ પકડ્યું, એનો પ્રવાહ જોરથી વધવા લાગ્યો. નાઝીઓએ સામ્યવાદીઓની ઉપર આક્રમણો આદર્યાં. "હીટલરની જય!" ના જયનાદોથી નાઝીઓએ જર્મનીનાં માર્ગો ઉપર તાંડવ નૃત્ય આદર્યું અને એ

રસ્તાઓમાં અનેકરંગી ખમીસધારીઓની લડાઈ આરંભાઈ. લાખો માનવીઓથી મેદનીનો મહાન સાગર ઉછળતો હતો. સમાજવાદી નવા સ્વર્ગની આગાહી કરી ભૂખ્યાં અને નગ્ન જર્મનોને આરામ આપવા મથી રહ્યા. પણ જર્મનીના એ રાક્ષસી માનવ સમુદાયને તો હીટલરની નમાલાગીરી નિહાળવી હતી. જર્મનીભરમાં એક જ માનવી ચર્ચાતો, વાર્તાલાપનો, અને સભાઓનો વિષય બન્યો હતો — તે એડોલ્ફ હીટલર. હીટલરના નામથી જર્મની ગાજી રહ્યું હતું. આંતરિક દ્રઢ પ્રતીતિથી હીટલર બોલતો, અને જર્મનીના લાખો માનવીનાં હૃદયમાં પળમાં જ આવાસ કરી લેતો. એક બાજુ હીટલર લાખોને એના પગ પાસે નમાવી મુગ્ધ બનાવી રહ્યો હતો, તે ઘડીએ વૉન પેપન સરમુખત્યાર બ્રીઝમાર્કને પગલે જવા ધારતો હતો. સાહસિક અને વીરતાભર્યાં કદમ માંડી આખી યે જર્મન ધારાસભાની પાસે ધાર્યું કરાવવાની એની લાલસા વધતી જતી હતી. જુલાઈની ૩૧મી એ નવી ચૂંટણીનો દિન નિર્ણિત થઈ ચૂક્યો હતો. બ્રીઝમાર્કની લોખંડી પદ્ધતિનો ઉપયોગ કરી પ્રથીમાને દમનથી દાબી દેવાની મહેચ્છા વૉન પેપનનાં મનમાં ઉગી. ચૂંટણીની આગલી રાત્રિએ હવાઈ માર્ગે સમાચાર જર્મનીમાં ઉડતા હતા કે બર્લીન ઉપર હીટલરવાદીઓ એમનાં લશ્કરનો જમાવ કરતા હતા.

૧૯૩૨ના જુલાઈનો મધ્યાહ્ન જર્મનીમાં તપતો હતો. આકાશમાંથી સૂર્ય અંગારા એરવતો હતો. સૂર્યની અને ચૂંટણીની બમણી ઉષ્ણતા જર્મની આજે અનુભવી રહ્યું હતું. હીટલરનાં પક્ષવાદીઓને માટે આજનો દિવસ સોનાનો હતો. અમાપ ગરમીને અવગણીને નાઝીઓને મત આપવા લોકોના સેજેરાળાં દરેક શહેરમાં કીડિયારાની જેમ ઉભરાતાં હતાં. જર્મની સહંતર હીટલરની પીઠ પછવાડે ઉભું હતું. વૉન પેપનનાં લોખંડી પંજાનો સામનો જર્મનીએ કર્યો. બાર વર્ષના ભગીરથ પ્રયત્ને આજે ૨૩૦ પ્રતિનિધિઓ હીટલરપક્ષના હતા. સામ્યવાદીઓ, સમાજવાદી, મધ્યસ્થ-

વાદીઓ, બધા ય પક્ષોને વટીને નાઝીઓ જર્મનીનું રક્ષણ કરવા વિજયવંતા ઉભા હતા.

જર્મનીએ હીટલર અને હીટલરવાદમાં વિશ્વાસ જાહેર કર્યો. નાઝીપક્ષ ચૂંટણીના પરિણામ રૂપે વિજય શિખરે ઉભો. હીટલરે પ્રેસિડન્ટ હીન્ડનબર્ગને દેખાડ્યું હતું કે હીટલર એ આજનો, અને આવતી કાલનો જર્મનીનો તારણહાર છે. હીન્ડનબર્ગનો હીટલરની સામે અણગમો હતો. હીન્ડનબર્ગ ઇચ્છતો હતો કે હીટલર વૉન પેપનની સમિતિમાં એની નીચે કામગીરી કરે. જર્મનીનો લોકપુરુષ એના પ્રજાકીય વિજય પછી એવું આમંત્રણ કેમ સ્વીકારે ? ઓગસ્ટની ૧૩મીએ હીટલર અને હીન્ડનબર્ગ વચ્ચે મસલત ચાલી. પ્રેસીડન્ટ હીન્ડનબર્ગની ઑફિસમાં હીટલરને મંત્રણા વેળા બધો જ સમય ખડે પગે વાતો કરવી પડી. હીન્ડનબર્ગને હીટલરના નાઝીઓના નેતૃત્વમાં વિશ્વાસ ન્હોતો.

નેતાગીરીને માટે સર્જાયેલ હીટલર પેપનના સાથીદાર તરીકે ઉભવા માગતો નહોતો. તે સમયની સરકારી સાથેના બધા જ સંબંધોને તોડી નાખવા હીટલર તત્પર બન્યો. જર્મન રાઇસ્ટાગના પ્રમુખપદે કેપ્ટન હરમેન ગોરીંગ બિરાજતો હતો. સપ્ટેમ્બરની બારમીએ ધારાસભાની બેઠક હતી. અવિશ્વાસની દરખાસ્ત ધારાસભામાં પસાર થશે, અને એને ફગાવી દેવામાં આવશે, એના ભણકારા હરેક પળે વૉન પેપનને આવતા હતા. કેપ્ટન ગોરીંગે સરકાર તરફ ઠપકાની દરખાસ્તની પરવાનગી આપી. સામ્યવાદીઓ તરફથી મૂકાયેલ એ દરખાસ્ત બહુમતિથી પસાર થઇ. ધારાસભાને વિખેરી નાખવાનો ફતવો બહાર પાડવાનું કહેણ પેપને ગોરીંગને મોકલ્યું. હીટલરવાદી ગોરીંગે સજ્જડ જવાબ વાળતાં જણાવ્યું કે જે સરકારની સામે ધારાસભાએ અવિશ્વાસ જાહેર કર્યો છે, એને ફરી પોતાને જ વિખેરી નાખવાનો અંશ માત્ર અધિકાર નથી.

નવેમ્બર માસમાં ફરી ચૂંટણીની ઝુંબેશ શરૂ થઇ. સામ્યવાદીઓનો મોટો સમૂહ આગળ હતો. ફરી નવી સરકારની સમિતિમાં સહકાર આપવાનું કહેણ હીટલરને મળ્યું. હીટલરની સમક્ષ બે જ માર્ગો હતા. એક તો ચાન્સેલર બની જર્મનીના રંગભૂમિ પર કૂદે, અને નહિ તો વિરોધપક્ષમાં મોવડી બની દેશને ગજાવી મૂકે. નીચલે દરજ્જે સ્વીકારવા હીટલર નહોતો જન્મ્યો.

## જર્મનીના પાયતખ્ત ઉપર

૧૯૩૩ની જાન્યુઆરીની ૩૦મી તારીખની સવાર જર્મનીમાં જુદી હતી. જનરલ સ્લાઇશર જે ગાદી પર બેસી શાસન ચલાવતો હતો, એ જ ચાન્સેલરનાં આસન ઉપર હીટલરનું સ્થાન નિશ્ચિત હતું.

"જર્મનીના માર્ગો ઉપર માથાં રગદોળાશે." લાઇઝીગની સૌથી ઉંચી અદાલતમા હીટલરવાદીઓની સામે મુકદ્દમો ચાલતો હતો, ત્યારે સાક્ષી તરીકે બોલાવેલા હીટલરના આ સંભ્રમસર હતા. "જે પળે અમારા હાથમાં સત્તા પડશે તે ઘડીએ યાહુદીઓ ફાંસીને લાકડે લટકશે." હીટલરના એક શાર્ગિદ હીટલરવાદનાં કાર્યક્રમની ઝાંખી રૂપરેખા ઉપરનાં શબ્દોમાં આંકી હતી. "ધિક્કાર ! ધિક્કાર ! વૈરભાવ ! ફીટકાર !"ની ભઠ્ઠી હીટલરે નાઝીઓનાં હ્રદયમાં સળગાવી હતી. તે જોશભેર ભડભડાટ બળી રહી હતી. યાહુદીઓ અને બીજા પંથવાદીઓ સામેના પ્રચંડ ધિક્કારમાં હીટલરવાદીઓના રચનાત્મક કાર્યનો અંત હતો.

'જર્મનીની પ્રજાને ખૂબ શિક્ષણ અને કેળવણી સાંપડ્યાં છે. બુદ્ધિવાદના સીમાડા વટીને આપણે દૂર દૂર ગયા છીએ. જર્મનીમાં આજે પ્રચંડ અને જોરદાર ઇચ્છાશક્તિની જ પ્રથમ જરુરિયાત છે." આવા શબ્દોમાં જર્મનીના એ અગ્નિપુરુષની ભાવના સમાઇ જાય છે. નાઝીઓનાં કાર્યક્રમની દાંડી પીટાઇ, અને જર્મનીના રસ્તે રસ્તે અને શેરીએ શેરીએ પોકારો પડયાઃ "અમારો કાર્યક્રમ એક અને અચૂક છે.

મક્કમતાપૂર્વક અને પદ્ધતિસર અમારા આર્થિક શત્રુનો જાન અમે પ્રથમ લેવા માગીએ છીએ."

પળવારમાં સુસવાટા કરતા પવનથીએ વેગવંતા હીટલરનાં રણ-શીંગાના સૂર ૬ કરોડ પ્રજાના કાને અથડાયા. જર્મનીનાં પુનર્જીવનની એ ઐતિહાસિક પળ હતી. ચાન્સેલરની કચેરીમાંથી જાહેર કરવામાં આવ્યું કે બાઉન ખમીસધારીઓની સેના બર્લીનનાં રાજમાર્ગો ઉપર એ રાત્રિએ મશાલો સાથે કૂચ કરશે. ચાન્સેલર અને પ્રેસિડન્ટ હીંડનબર્ગની ભવ્ય કચેરીઓ પાસેથી હીટલરની એ જુવાન સેના "એક દો ! એક દો !" કરતી પસાર થતી હતી. બર્લીન નગરીનાં રસ્તાઓ આજ ધમધમી રહ્યા હતા. લાખો હીટલરવાદીઓની ગૌરવભરી સલામ ઝીલતો પ્રેસિડન્ટ હીંડનબર્ગ બે કલાક સુધી એ માર્ગની રવેશ ઉપર ઉભો હતો. બ્રૂન ખમીસધારીઓની એ સલામે તો જર્મનીની આ મહાન સેનાના સેનાની હીટલરને વર્ષોથી ઝંખેલી સત્તા આજે સાંપડી હતી. એના વિજયનો એ અપૂર્વ દિન હતો. છતાં ય સત્તાના મદમાં ચકચૂર બનેલા માનવીના જેવો હીટલરનો એ ચહેરો નહોતો. શ્રમિત અને કંટાળા ભરેલું એનું મુખ હતું. એના મો ઉપરથી હાસ્યરેખાઓને હદપારી મળી હતી. એની આંખોમાં હજુ ય એક અસંતોષ હતો.

હીટલર ચાન્સેલર હતો, પણ ગોરીંગ અને ડૉ. ફ્રીક બેજ એના અનુયાયીઓ એ પ્રધાન મંડળમાં મંત્રી હતા. એની આસપાસનો સમુદાય એના ભાવનાબળથી રંગાયેલો નહોતો. સમાજવાદીઓ, સામ્યવાદીઓ, અને બીજા પક્ષકારોનો પ્રધાનમંડળમાં પ્રવેશ એ હીટલરને મન આકરીની હતી. એ વિસવાદી તત્ત્વોને જ્યાં લગી હડસેલી ફેંકી ન દે, કે ન નમાવે ત્યાં સુધી હીટલરને શાંતિ નહોતી.

રાઇષ્ટાગ માર્ચની પાંચમી તારીખે વિખેરી નાખવામાં આવ્

પ્રજાતંત્રવાદી અફસરોને હાંકી કાઢવામાં આવ્યા. ભાષણો, અને અખબારો ઉપર જબ્બર અંકુશની જંજીરો લાદવામાં આવી. નાઝીઓએ લાલ ખમીસધારી સામ્યવાદીઓનાં મંડળો ઉચ્છેદી નાખ્યાં. સમાજવાદી અને પ્રજાતંત્રવાદીઓ ગીરફતાર થયા. "સ્વસ્તિક" અને "હેઈલ હીટલર" એ બે જ નિશાન જર્મનીના માર્ગોમાં દેખાતાં હતાં. સત્તાના મદમાં નાઝીઓએ જર્મનીના રસ્તાઓ અને આકાશ ગજવી દીધાં. કેપ્ટન ગોરીંગ બર્લીનની પોલિસનો વડો બન્યો. સામ્યવાદી ગુનેગારોનો નિકાલ જલ્દી કરી દેવાનાં હુકમ પોલિસને ગોરીંગ તરફથી મળ્યા. નાઝીઓની ગુંડાશાહી અને જુલ્મ જહાંગીરીનો નગ્ન નાચ જર્મનીમાં ફરી ખેલાઈ રહ્યો.

ચૂંટણીના દિવસ પહેલાં અઠવાડિયે રાઈશ્ટાગની મહાન ઇમારતને આગ લગાડવામાં આવી. એ ઇમારતની ઉપર સળગી રહેલી આગના ભડકા આખા જર્મનીમાં, અને યુરોપભરમાં દેખાયા. નાઝીઓએ શોધ અને સંશોધન કરીને જગતને જાહેર કર્યું કે સામ્યવાદીઓનું જ એ રાજ્યદ્રોહી અને ભયંકર કાવત્રું હતું. આગની શિખાઓ આકાશને પંથે પળી રહી હતી તે પળે એક જવાનનાં ખિસ્સામાં "સામ્યવાદી"નું કાર્ડ હતું. આગ લગાડનાર એ સામ્યવાદી હતો એ સાબિત કરવાની જહેમત નાઝીઓએ ન લીધી. મહિનાઓ સુધી ચાલેલા એ અનિહાસિક મુકદ્દમામાં નરી નિર્દયતા અને નિષ્ઠુરતા હતી. હમણાં જ જર્મનીનાં સાત વરસના વસવાટ પછી હિંદ પાછા ફરેલ મારા જુવાન મિત્રે મને કહ્યું હતું કે "એ આગની પાછળ ગોરીંગનો હાથ હતો. સામ્યવાદીઓ દેશદ્રોહી છે, એ જગતની પાસે બહાનું ધરવા કેપ્ટન ગોરીંગનો આ કીમિયો હતો. જર્મનીની ભોમમાંથી સામ્યવાદનાં ઝાડવાં ~ ? મૂળમાંથી ખેંચી કાઢવાનો કેપ્ટન ગોરીંગનો આમાં નિર્ધાર હતો.

.ઓગણીશમાં સૈકામાં જે દેશમાં જન્મી કાર્લ માર્ક્સે અર્થવાદનાં નૂતન

ક્રાન્તો જગત પાસે ધર્યા, અને જેના જબ્બર પ્રવાહથી આલમ આખી જે પલળે છે. એ પ્રવાહનો નાશ કરવાની હામ હીટલર અને એનાં પીદાર ગોરીંગે કરી છે.

રાઇષ્ટાગ ઉપરની આગથી હીટલરની સરકાર ખૂબ જોરદાર બની. ર્મનીની આખામાં નવા નવા ફતવાઓ બહાર પાડી, વિરોધી સૂરને ંતર દાબી દેવાનો નિશ્ચય હીટલરે કર્યો. કેપ્ટન ગોરીંગનાં ભેજાંમાંથી ફૂટેલું એ અજબ કાવત્રું હતું. જર્મનીનાં ખૂણેખૂણામાં નાઝીઓ રાઇ ગયા અને મહાન વંટોળિયાની જેમ નાઝીઓની સદવૃત્તિનો પ્રચાર ર થયો. હીટલરનો સ્વસ્તિક એ જર્મનીનું રાષ્ટ્રીય ચિહ્ન બન્યું. પ્રજા-ત્રનો વાવટો નીચે પડ્યો, અને શાહી સરકારની ધજા જર્મની ઉપર ફરી રહી.

જર્મનીમાં ચૂંટણીનો દિન આવ્યો. એક કરોડ સીત્તેર લાખથી યે ધારે મતદારોએ હીટલરને મત આપી એનામાં વિશ્વાસ જાહેર કર્યો. ૪ ટકા મતદારો નાઝીઓની પછવાડે ઉભા ગ્યા. જર્મનીમાં એક જ ક્ષની આ અપૂર્વ ફત્તેહ હતી.

પોટસડામના દેવળમાં માર્ચની ૨૧મી તારીખે જ્યારે રાઇષ્ટાગની પ્રથમ સભા થઇ, ત્યારે જર્મનીનાં ભૂત પુરુષોનાં અધ્યાત્માઓ એ મેદની ઉપર જાણે પરિભ્રમણ કરી રહ્યા હતા. વીલિયમ બીજાનાં કાળમાં જે ભવ્યતાભરી લશ્કરી કવાયત થતી, એની યાદ કરાવે એવી નાઝીઓની ઉજાણાટી ઉપજાવે એવી એ કૃચ હતી.

જર્મનીની ભવ્યતા, ગૌરવ, અને આબાદીનાં પુનર્વિધાનના કાર્યક્રમની રૂપરેખા દોરવાનો સમય હવે આવી ચૂક્યો હતો. સેનાની હીટલર પાયતખ્ત ઉપર ચડ્યો. માનભરી આંખે લાખો જર્મનોએ એ પ્રાણવાન નરને સરમુખત્યારીનો શાખ

આણુનો દીઠો. આંતરપ્રતીતિથી ઉભરાતાં હીટલરે હાકલ કરી. એના શબ્દોમાં વેગ અને જાદુ હતાં. એનો અવાજ ભર્યો અને ફરમાનથી ભરેલો હતો. નાઝીવાદના ઝંડાને સુધી નમતા જર્મનીની પ્રજાને ઉદ્દેશી હીટલર સાદ પાડ્યો કાર્યક્રમ પૂરો કરવા જર્મની પાસેથી ચાર વર્ષનો કાળ માગી હતો. પણ એ કાર્યક્રમ શો હતો ?

હીટલરે શત્રુઓની કિલ્લેબંદી ઉપર જોશભેર આક્રમણ આરં યુરોપના મશહુર ગવૈયાનો બર્લીનમાં એક સંગીતનો જલ્સો અટકા આવ્યો હતો. સંગીન વિશારદ હતો, પણ એ યાહુદી હતો. અદાલતોમાં યાહુદી ધારાશાસ્ત્રીઓ અને ન્યાયાધીશોને, યુનીવર્સીટીમાંથી યાહુ પ્રોફેસરોને અને હસ્પીતાલોમાંથી તબીબોને ,ઘડીભરમાં રજા આપવા આવી. જર્મનીની એક ટકા પ્રજાની સામે, ૬ લાખ યાહુદીઓ જર્મનીનું આર્થિક સત્યાનાશ છે એ બ્હાનેથી, એમની સામે જેહા શરુ થઇ. હરેક યાહુદી નર, નારી, બાળક એ જર્મનીના દુશ્મનો હતા

માર્ચની ૨૩ મી તારીખે વાયમાર બંધારણના કાગળોના ટુકા ટુકડા કરી નાખવામાં આવ્યા, અને સરકાર દેશની એ પરિસ્થિતિમાં યોગ્ય લાગે તેમ કરી શકે એવી ભરપુર સત્તા આપતું બીલ પસાર થયું. અને હીટલરના આપખુદ અને તરંગી રાજ્યશાસનના ઘંટા જર્મનીમાં બજવા લાગ્યા. હજારો હીટલરવાદીઓએ મશાલો હાથમાં ધરી જર્મનીને અજવાળવાનો નિશ્ચય જાહેર કર્યો, વર્સેલ્સીની સંધિના બાપમાંથી જન્મેલું, પ્રજાતંત્રનું બંધારણ દૂર દૂર હીટલરવાદીઓએ નાખી દીધું. જર્મનીની બીજા રાષ્ટ્રોમાં નામના,-મહત્તા, અને આબરુની પુનઃ-સ્થાપના કરવાનો આ હીટલરનો પ્રથમ પ્રયાસ હતો. હીન્ડનબર્ગને બંધારણ દ્વારા મળેલી સત્તા અને સરમુખત્યારી હીટલરનાં હસ્તે આવી.

ર્મનીના એક અને અજોડ સરમુખત્યાર તરીકે હીટલરને ૧૯૩૨નાં પ્રિલ સુધી અપૂર્વ અવસર મળ્યો. હીટલરનાં પ્રધાનમંડળનાં હાથમાં ાજે જર્મનીની કુલ મુખત્યારી છે. એકલો હીટલર આજે ધારાસભાની હાય વિના, વિરોધીપક્ષનાં વિરોધીસૂર વિના એકલો જર્મનીમાં જમ્મે '. જર્મનીના પાયતખ્ત ઉપર એ એકલો બેસે છે, અને એ પુરુષનાં રેલ યુરોપ અને આખું જગત જિજ્ઞાસાભરી દૃષ્ટિથી નિહાળી રહ્યું છે.

શાસનના પહેલા મહિનાઓમાં હીટલરે મુત્સદ્દીગીરીની રચનાત્મક ક્તિ જગતને દેખાડી નથી. હીટલરની નાટ્યકળાએ જગતનું ધ્યાન ખેંચ્યું છે. યાહુદીઓની સામેનો એનો પુણ્યપ્રકોપ જોશભેર આજ જર્મનીમાં સળગે છે. માતબર યાહુદીઓ આજે જર્મનીની સરહદ છોડી ઘરબાર વિનાનાં રોટી કાજે પરદેશમાં રઝળે છે, ભીખ માગે છે. જર્મનીમાંથી યાહુદીઓનો સદંતર નાશ કરવાથી જર્મનીમાં આર્થિક આબાદી આવશે ? જર્મનીનાં દુઃખનું મૂળ યાહુદીઓમાં છૂપાયેલું છે ?

જર્મનીનાં રાજ્યાસને હીટલરનાં આગમન પછી જર્મનીનું સુખ વધવા પામ્યું નથી. રહાઇન નદીનાં દક્ષિણ કિનારા પર આક્રમણો કરીને બિનજવાબદાર નાઝીઓએ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ વિષમ બનાવી છે. પોલેન્ડની જમીનના કટકાની ભયંકર કથાનો અંત હજુ આવ્યો નથી. યુરોપના મુત્સદ્દીઓની થોડાક મહિનાઓમાં ખાત્રી થઇ છે કે "જ્યાં લગી બીઝમાર્કનાં આસન ઉપર હીટલર સત્તાધીશ તરીકે કોરડો ફેરવે છે, ત્યાં સુધી એ પુરુષની પાસેથી રચનાત્મક મુત્સદ્દીગીરીની આશા રાખવી એ અગ્નિ પાસેથી શીતળતાની આશા રાખવા જેટલું વ્યર્થ છે. હીટલર મુત્સદ્દી નથી, મહા નાટકી નર છે."

## સરમુખત્યારનાં શાગીર્દો

નાઝીવાદનાં એ મહાન તરંગની પાછળ રાજ્યની સ મેળવી આપવામાં હીટલરને કોનો સાથ હતો? જર્મ ચાન્સેલર થતાં, અને એ શિરપાવ પામતાં, હીટલરની પાછળ કોનું હતું? હીટલર એ મહાન જાદુગર છે. એનાં વ્યક્તિત્વમાં અનેરું જાદુ એની વાણીનું બળ, અને વાગ્ધારા હજારો અને લાખોને નાઝીવા સાગરનાં તરંગોમાં ઘસડી જાય છે, પણ નાઝીઓની પ્રગતિમાં જે આપનાર એની યોજનાઓ ઘડનાર હીટલર નથી. બુદ્ધિની સતેજતા અનેકગણા વધારે એના શાગીર્દો ચડે છે. હીટલરનો ઉદય એવા અ સાથીદારો અને સહકર્મચારીઓને આભારી છે. આલ્ફ્રેડ રોઝનબર્ગ ડૉ. હુગનબર્ગ, ડૉ. ગોબેલ્સ, જનરલ ગોરીંગ અને એવા અનેક પ્રખ્યા અને જોરદાર ભેરૂઓ વિના હીટલરવાદનો જુવાળ આટલી પ્રચંડત ચડી શક્યો ન જ હોત.

આલ્ફ્રેડ રોઝનબર્ગ, હીટલરનો ખાનગી સલાહકાર યાહુદીઓ સામેના પ્રચારકામમાં એણે મોટો ફાળો આપ્યો છે. યાહુદીઓની અધમતાનાં ચિત્રો રજૂ કરતાં એણે કિતાબો ભરી છે. હીટલરની યાહુદીવાદ સામેની ભઠ્ઠીમાં તિરસ્કારના કોલસા નાખનાર એ જ આલ્ફ્રેડ રોઝનબર્ગ. મેજર સ્ટ્રેસર હીટલરના પક્ષનો ઉદ્દામવાદી પંથનો રાહદાર છે. હીટલરવાદની ચળવળનું પૂર લાખોની મેદની સુધી પહોંચાડનાર-

બીજો અન્ય કોઇ નહોતો, પણ મેગોર સ્ટ્રેસર-ઓટો સ્ટ્રેસરનો બંધુ. કોઇ ધૂની માનવીની દ્રઢતા અને ભક્તિથી નાઝીઓની પહેલાનું રાજ્યતંત્ર ખોદવાનું કામ એ કરી રહ્યો હતો. એની આંખો તૃતિય મહા રાજ્ય, અને નાઝીઓની સત્તા ઉપર ટેકવાયેલી રહેતી.

હીટલરના અંગત સસર્ગમાં આવનાર સ્ટ્રેસર, જ્યારે હીટલરની વિભુતિપૂજા થતી, ત્યારે એના હોઠ ઉપર મક્રમતા તરવરતી, આંખોમાં બંડ જાગતું. નખથી શિખ સુધી સ્ટ્રેસર હીટલરને પીછાણતો. સ્ટ્રેસરની બંડખોર વૃત્તિની જાણ થતાં હીટલરે એનાં એ જબ્બર શાગીર્દને રૂખસદ આપી.

હીટલરનાં પ્રધાનમંડળમાં આજે ત્રણ પુરુષો બહાર તરી આવે છે. કેપ્ટન ગોરીંગ, ડૉ. ગોબેલ્સ, અને ડૉ. ફ્રીક. કેપ્ટન ગોરીંગ આજે જર્મનીમાં અને અન્ય દેશોમાં વજ્રપુરુષ તરીકે લેખાય છે. એનું ભરાવદાર મુખ, ભવ્ય આકૃતિ, ૭ ફીટની ઉંચાઇ, અને કદાવર શરીર, ભલભલાને આંજી નાખે છે. રાઇસ્ટાગનો એ પ્રમુખ છે, ગૃહમંત્રી છે. વિમાનખાતાનું મંત્રીપદ એ સંભાળે છે. જર્મનીની પોલીસનો એ મોવડી છે. બબ્બે વાર એ લડાઇમાં ઘવાયો છે. એનું આજનું જીવન એ તો ગોરીંગનો નવો અવતાર છે. પાણીનાં ધોધની પેઠે એની જબાનમાંથી વાણી વરસે છે. આલ્પ્સના પર્વતને ઘણીવાર એ ખૂંદી વળ્યો છે. જર્મનીમાં અમુક મંડળોમાં ગોરીંગનું હુલામણાનું નામ "જુલમગાર" છે. પ્રશીઆનાં વિરોધને નિર્દયપણે દાબી દેવામાં ગોરીંગનો જબ્બર હાથ હતો. રાઇસ્ટાગનાં આગનાં કાવત્રામાં એનો હાથ હતો એમ ક્યાંક ક્યાંક માનવામાં આવે છે. સળગતી જ્વાળાઓને ભડભડતી જોઇને એણે ક્રોધના આવેશમાં કહેલું: "રાઇસ્ટાગને સળગાવનાર દેશદ્રોહી
૧ સામ્યવાદીઓનું વેર લીધા વિના હું હરગીઝ નહિ જંપુ." હીટલર પાછ-

દીઓને જર્મનીના કાળ સમાન લેખે છે, ગોરીંગ જર્મનીના મોટા શત્રુ લેખે છે.

સરમુખત્યારની સત્તા આજે ગોરીંગના હાથમાં છે, છતાંય પૂર્વક વિભૂતિપૂજા કરવામાં એ માને છે

જનરલ ગોરીંગ જબ્બર વિભૂતિપૂજક છે, શક્તિનો આરાધક ભયને ય ઝાંખે એટલી શક્તિ અને બળ એ ધરાવે છે કેપ્ટન ગોરીંગ દીવાનખાનાની દીવાલો પર જગતભરનાં સત્તાધીશોના ચિત્રો લટકે છે. નેપોલીયનની સમક્ષ બીઝમાર્ક બેઠો છે. મુસોલીની દબદબાભર્યું નજર હીટલર તરફ નિહાળી રહ્યો છે. ગોરીંગનાં મેજની પાછળ જર્મન ફેસીઝમનાં નિશાનરૂપ એક તલવાર લટકે છે મધ્યયુગના મહા સેનાનીના દીવાનખાનાનો રુઆબ, અને ઝગઝગાટ ઘડીભર આંખોને આંજી દે છે

કેપ્ટન ગોરીંગનાં દિવાસ્વપ્નોમાં સેનાના જબ્બર સેનાનીઓ, જગતના સરમુખત્યારો, શહેનશાહો આવતા અને ચાલ્યા જતા ગયા જગત સંગ્રામમાં જ્યારે અનેક ગોળીઓથી એનો દેહ વીંધાયો હતો, ત્યારે ય એણે દેખાડેલું શૌર્ય અનુપમ હતું. લડાઇ પછી કામગીરી શોધતો શોધતો એ સ્વીડન પહોંચ્યો આજના એ ગોરીંગને વાયુયાનનું કામ સાંપડ્યું. ગગનવિહારમાં કરવાના સાહસનો મદ એને ઘેનમાં નાખતો. એક ખૂબસુરત બાઇની સાથે ગોરીંગનાં લગ્ન થયાં ગોરીંગની પત્ની બિમાર પડી, અને ડૉક્ટરોએ આલ્પ્સની ખીણમાં જવાની સલાહ આપી પૈસા વિહોણો ગોરીંગ લશ્કરવાદીઓનાં મધ્યસ્થાને જવા નીકળ્યો. પૈસા મેળવવા પત્નીને છોડીને નીકળેલા ગોરીંગ હીટલરની વાણીજાળ દીઠી, એનાં જાદુમાં સપડાયો, અને એ રાષ્ટ્રીય સમાજવાદી બન્યો. ૧૯૨૩ની એ મ્યુનીચની ક્રાંતિમાં હીટલરનો ગોરીંગ સાથી હતો ૧૯૨૩ની એ ક્રાંતિમાં પોલિસ સાથેની ઝપાઝપીમાં ગોરીંગ જખ્મી

રાઈને બેભાન પડ્યો હતો એના ભેરૂઓએ એના મનમપટ્ટા કર્યા હતા, આજે એ જ ગોરીંગ જર્મનીની ઘવાયેલી પ્રજાના ઘા રૂઝાવવા રાતદિન રૂઆબભેર આથડે છે.

ગોરીંગ જીવશે કે મરશે એનો નિશ્ચય તમીબેય નહોતા કરી શક્યા, ત્યારે ગોરીંગને ગિરફ્તાર કરવાનું વોરન્ટ એની ઉપર નીકળી ચૂક્યુ હતું. ગોરીંગના મિત્રો એ બિમાર ગોરીંગને ઓસ્ટ્રીઆની હદમા લઇ ગયા. ઓસ્ટ્રીઆની સરકારે એની સામે ફરમાન કાઢ્યું. એવે વખતે મુસોલીનીની દૃષ્ટિ નીચે ગોરીંગે ઇટાલીમા આશ્રય મેળવ્યો હતો. જર્મનીનો ગોરીંગ એ મહાન વિમાની રાહબર છે રશિયાના અને અન્ય દેશોના સામ્યવાદીઓ પોકાર કરીને જેમ કહે છે "જગત ભરના કામગારો સગઠિત થાઓ' એમ ટ્યુગેનીક રાષ્ટ્રોના બધા પ્રજાજનોને ફેસીઝમના ઝડા નીચે લાવવાની ગોરીંગની નેમ છે.

જનરલ ગોરીંગ એટલે સગ્રામ યુગની લાગણીઓનો ઉલ્કાપાત, ચાળીશ વર્ષની ઉમરે આજે જર્મનીનું પ્રધાનપદ ભોગવે છે. ડૉ. ફ્રીક આતરપ્રદેશનો પ્રધાન છે. નાઝીઓની મુત્સદ્દીગીરી એટલે ડૉ. ફ્રીક. ૧૯૨૩ના આક્રમણ વેળા હીટલરને ગિરફ્તાર કરવાની ડૉ ફ્રીકની ફરજ હતી ફરજથી દૂર જઇ, ડૉ. ફ્રીક હીટલરવાદીઓના સઘમા જોડાયો, અને એ ઐતિહાસિક મુકર્દમામા થોડા જ દિવસ પહેલાનો એ અફસર આરોપી તરીકે ઉભો હતો. જર્મન રાષ્ટ્રાગમા નાઝીવાદના પ્રતિનિધિ તરીકે ડૉ. ફ્રીકે પ્રશસનીય કાર્ય કરીને પોતાને માટે અને હીટલરપક્ષ માટે ખૂબ આબરૂ મેળવી થુરીંગીઆના સસ્થાનમા નાઝી પ્રધાન તરીકે એણે નાઝી તત્ત્વો લાવવા સતત ઝુબેશ એકને હાથે ઉઠાવી હીટલરને એની મુત્સદ્દીગીરીમા, અને બુદ્ધિમાં અચળ વિશ્વાસ છે.

ડૉ ગોબેલ્સ બર્લીનમા રાષ્ટ્રીય સમાજવાદીઓના એક અને અજોડ પ્રતિ-

નિધિ તરીકે વર્ષો સુધી જોરદાર પ્રચાર કામ કર્યું. આજે ય એ જુવાન ડૉ. ગોબેલ્સ પ્રચારકાર્ય ખાતાનું પ્રધાન પદ ભોગવે છે બર્લીનમાં નાઝીઓનાં રાજકીય વાજીંત્રોનો એ મુખ્ય વગાડનાર હતો. રાઇશટાગનાં નાઝીસભ્ય તરીકેની એની લાગવગ, અસર અને આબરૂ આજે જબરી છે. જર્મનીને ધારેલ ધામે પહોંચાડવામાં ડૉ. ગોબેલનાં પ્રકાશન અને પ્રચારખાતાંનો હિસ્સો અમાપ છે. એનો ચહેરો શ્યામ છે, એની આંખોમાં બુદ્ધિ ચમકે છે.

૧૯૨૬ પહેલા બર્લીનનાં પ્રજાજનો ઉપર નાઝીવાદનાં પ્રબળ વાયુની અસર નહોતી. એક અંધારી કોટડીમાંથી શરૂ થયેલા પ્રચારકામથી આજે એજ બર્લીન નાઝીવાદનાં વિકરાળ સપાટામાંથી પસાર થઇ છે. "રાજદ્વારણમાંના પ્રચારનું એક જ લક્ષ્ય હોઇ શકે- જનસમૂહ ઉપરનો વિજય. એ વિજય પ્રાપ્ત કરવા માટેનાં બધાં જ સાધનો સ્વીકાર્ય છે." ડૉ. ગોબેલનો પ્રચારવાદી સિદ્ધાન્તનું આ સૂત્ર છે. સત્તાની પ્રાપ્તિ ઉપરની એક કિતાબમાં એ લખે છેઃ "ભય અને નિર્દયતાથી જ માનવી પોતાનું દષ્ટિબિંદુ બીજા ઉપર ઠોંસી શકે છે. નિષ્ઠુરતા અને દમન શાસન મેળવવામાં, સત્તા પ્રાપ્તિનાં અનિવાર્ય સાધનો છે." ડૉ. ગોબેલ આવાં નવીન સૂત્રો જર્મની સમક્ષ ધરીને ક્યાં લઇ જવા માગે છે!

હીટલરવાદને લોકપ્રિય બનાવવા ડૉ. ગોબેલ સત્તાધારીઓનો વર્ષો સુધી અળખામણો બન્યો. બર્લીનમાં રાષ્ટ્રીય સમાજવાદીઓનાં મંડળો બંધ કરવામાં આવ્યાં, અને ગોબેલે "અખાડા-અને વ્યાયામશાળા" નામની નવી સંસ્થાઓ જન્માવી, એનું પ્રચારકાર્ય ચાલુ રાખ્યું. નેશનલ સોશ્યાલીસ્ટોનો જોરદાર સ્થંભ ગોબેલ વિચારસરણીમાં બોલ્શેવીક છે. સામ્યવાદી ઉદ્દામતાનો એ રાહદારી છે. ડૉ. ગોબેલ મવાલીનો પક્ષધારી નથી. ડૉ. ગોબેલનું એ ઝનુવાદી અને બળવાખોર જુવાનનું માનસ છે. હીટલરશાહીની ભવ્ય ઇમારતમાં આજે ડૉ. ગોબેલ સ્થંભનું કાર્ય કરે છે.

## ઉદ્યોગપતિઓનો સાથ

૧૯૨૯ના યંગ પ્લેનની સામે હીટલરે વિરોધ દર્શાવ્યો. હીટલરની સાથે એ વિરોધકૂચમાં એક જબ્બર, અને બાહોશ માનવી હતો. એના એ સહકૂચધારીનું નામ હ્યુગનબર્ગ. ૧૯૩૧માં પ્રશીયન ડાયેટને વિખેરી નાખી લોકમત લેવાની ચળવળ ઉપાડનાર હીટલર અને હ્યુગનબર્ગ. હાઝબર્ગ ખાતેની સભાના અંતે હીટલરે અને હ્યુગનબર્ગે હાથ મિલાવ્યા, અને એ નેત્રોમાં અશ્રુ ઉભરાયાં. ઉભયનો એક જ શત્રુ હતો: માર્ક્સવાદ અને સામ્યવાદ.

૧૯૩૦નાં ગ્રીષ્મમાં આલ્ફ્રેડ હ્યુગનબર્ગે ખૂબ મહત્તાપૂર્ણ એવા કોલકરાર હીટલરની સાથે કર્યાં. નાઝીઓની રાજકારણી ચળવળની વિરુદ્ધ એના રાષ્ટ્રવાદીઓ દખલગીરી નહિ કરે એની બાંહ્યધરી એણે હીટલરને આપી. હ્યુગનબર્ગે એના જ પક્ષવાદી રાષ્ટ્રવાદીઓના વિનાશનાં બારણાં ખુલ્લાં મૂક્યાં. હીટલરનો ઉદય, અને હીટલરવાદની પ્રગતિમાં હ્યુગનબર્ગનો ફાળો ઓછો નહોતો.

એકવીશની વયે, હ્યુગનબર્ગે કોકિલાનાં, અને પ્રણયનાં ઘેલછાભર્યાં કાવ્યોથી કિતાબો ભરવી આરંભી હતી. પ્રણયની લગની યૌવન જતાં ઓગળવા લાગી, અને પ્રશીઆની વસાહતખાતામાં એ એક નોકર બન્યો. આશાભર્યો આલ્ફ્રેડ વરસો જતાં જર્મનીનાં હથિયાર બનાવવાનાં એક જબ્બર કારખાનાનો વ્યવસ્થાપક થયો. જર્મનીમાં લડાઈનું રણશીંગું ફૂંકાતાં જર્મનીને ચરણે શસ્ત્રોનાં ગંજ ખડકવાની તૈયારી એણે

# હીટલરનું આર્થિક પીઠબળ

જે દેશનાં રાજકીય પક્ષો વિજયપથે જતા હોય છે, ત્યારે માર્ગમાં અંતરાયના પહાડો એ માર્ગને અવરોધે છે, આપત્તિઓનાં કાળાં વાદળ એની ઉપર ઝઝૂમે છે; પૈસાની હાડમારી, અને નાણાંભીડ એ પક્ષની પ્રગતિ ઘણીવાર રુંધી રાખે છે. નાઝીઓના પક્ષની સ્થાપના વેળા સાત માર્કની એની મૂડી હતી. જર્મનીના વિશાળ વડલાની વડવાઇઓ જેમ ફેલાયેલ નાઝીવાદના જળસિંચનના ઝરણાં ક્યાં હતાં? એ પક્ષની રાષ્ટ્રવ્યાપી ચળવળને આર્થિક સહકાર અને સાથ ક્યાંથી મળતા હતા?

નાઝીવાદ સમાજવાદી છે, પણ ગરીબ કામદારો કરોડો માર્ક શી રીતે આપી શકે? સમાજવાદી મંડળોને ઉદ્યોગપતિઓ સહાય કરી ટકાવી રાખે એ પણ અશક્ય જ છે.

નાઝીઓનાં જાહેરનામાંના અસંખ્યવાર નાના અને મોટા ફેરફારો થયા જ કર્યા છે. જર્મનીનો સમાજવાદ એ રાષ્ટ્રીયત્વ ઉપર જ ઉભો છે. જર્મનીના આર્થિક કાર્યક્રમનો ઉદ્ભવ કરનાર હેર ફેડર કહે છે કે સમાજવાદી કાર્યક્રમમાં જર્મનીના પ્રધાન ઉદ્યોગ અને હુન્નર નથી જે ઉદ્યોગોથી જર્મની આજે જીવી રહ્યું છે એને જર્મનીની સરકાર રાષ્ટ્રની માલિકીનું નહિ કરે, સરકાર એને હાથ નહિ લગાડે.

રીચર્ડ લેવીનસન જેને જર્મની "મોરસ"ના નામથી પીછાણે છે એણે "રાજકારણમા પૈસો" એ નામનું પુસ્તક લખીને હીટલરવાદ પૈસાથી કોણ ધરખી દે છે, ક્યા ક્યા મૂળમાંથી આર્થિક સહાય હીટલર પક્ષને મળતી રહી છે, એનો સવિસ્તર અહેવાલ આપ્યો છે.

હીટલરના રાષ્ટ્રીય સમાજવાદને આર્થિક સહાય કરનાર મુખ્ય બાવેરીઆના ઉદ્યોગપતિઓ જ હતા. બાવેરીઆના ઉદ્યોગપતિઓના મહામંડળના પ્રમુખ એસ્ટની હીટલરપક્ષને મજબૂત કરવામાં, આર્થિક મદદ જબ્બર હતી. બાવેરીઆમાં હેર હોનંશ નામના કરોડાધિપતિએ નાઝીવાદને પ્રફુલ્લાવવામાં અઢળક ધન ખર્ચ્યું હતું. બાવેરીઆના ઉદ્યોગમંડળના બે આગેવાન પ્રતિનિધિઓ વીલિયમ સીઝ અને એડવર્ડ શેરરે મ્યુનીચના અખબારને રાષ્ટ્રીય સમાજવાદી બનાવવા આર્થિક સહાય આપવામાં જરા ય આનાકાની નહોતી કરી. કેટલાક ધંધાઓની પછવાડે રાષ્ટ્રીય સમાજવાદનાં મોજાં જોશભેર ફરી વળ્યાં હતાં. યુગન હોરમેન એન્ડ કંપની જેમા લડવીગ વીલિયમ, પ્રીન્સ ગીડો, કાઉન્ટ સ્ટાર્નબર્ગ જેવા શ્રીમતો હતા. એ રાષ્ટ્રીય સમાજવાદથી રંગાયેલા હતા. બાવેરીઆની મોટી સ્ટીમ કંપની તરફથી મોટી મદદ હીટલરપક્ષને મળ્યે જતી.

બાવેરીઆનું એ એક જ સંસ્થાન એવું નહોતું કે જેણે આર્થિક રીતે હીટલરવાદીઓને મોટી મદદ આપી હતી. રાજ્યશાસનની સભામાં બહાર પાડવામાં આવ્યું હતું કે બાવેરીઆની બહારના પ્રદેશમાંથી અને વિશેષ રૂહરનાં લોહપતિ પાસેથી અને વ્યુર્ટનબર્ગના યંત્રના ઉદ્યોગ પતિઓ તરફથી મોટી રકમો નાઝીઓનાં પક્ષને મળી હતી.

મીલમાલેકો, ઉદ્યોગપતિઓ અને મુડીવાદીઓની પાસે ઘણીવાર હીટલર પૈસા ઉઘરાવવા નીકળી પડે છે. નાણાંશાસ્ત્રીઓ, અને જબ્બર યંત્ર

વાદીઓ હીટલરના મિત્રો છે. સેક્સની, થુર્નીગીઆ અને રૂહરમાં હીટલરના પગની પાસે પાણીની જેમ પૈસા વેરવામાં આવે છે. એમિલ કીરડોર્ફ નામના યંત્રવાદની પુરોગામીએ હીટલરને પ્રશંસાભર્યો પત્ર લખીને એની સમક્ષ પૈસા ધર્યા હતા. ડૉક્ટર રીઝ થીસન ઔદ્યોગિક સમ્રાટ હીટલરને દોસ્ત માની હંમેશ આર્થિક સહકાર આપવા તત્પર રહે છે. રાઇખ્ટાગે કરેલી તપાસમાં બહાર આવ્યું હતું કે ૩૩૦૦૦૦ સ્વીસ ફ્રાન્કસ અનામી માણસ તરફથી હીટલરને મળ્યા હતા. હોલેન્ડમાં પ્રો. બીર્સીંગે ઉધરાણું કરીને નાઝીઓનાં એ સેનાનીને પૈસા પાઠવ્યા હતા. અમેરિકામાં વર્ષોથી રહેતા જર્મનોએ વારવાર હીટલરને આર્થિક મદદ કરી છે.

ઝેકોસ્લોવેકીયાનું સ્કોડા વર્કસ જે ઘણું મોટું હથિયાર બનાવવાનું કારખાનું છે. એનાં વ્યવસ્થાપકોએ હીટલરનાં ફંડમાં લાખો રૂપિયા આપ્યા છે. જ્યાં ઉદ્યોગપતિઓ સીધી સહાય નથી આપી શક્યા તેવા બધા સ્થળોએ, રાષ્ટ્રીય સમાજવાદીઓના સમાજવાદ સામેના પ્રચારકાર્ય માટે બારણાં ઉઘાડાં રાખવામાં આવતાં. સીમન્સ અને બોર્સીગનાં કારખાનાંનાં બારણાં રાષ્ટ્રીય સમાજવાદીઓ કાજે રાતદિન ખુલ્લા રહેતા. 'યુનાઇટેડ સ્ટીલ વર્કસ' નામનાં મંજાવર લોઢાનાં કારખાનાના મુખ્ય સંચાલકે નાઝીવાદને ટકાવી રાખવામાં મોટો ભાગ ભજવ્યો છે.

જર્મની આખામાં સૌથી વધારે આર્થિક સહાય જેને મળે છે, એવું હીટલરનું મંડળ છે. સભ્યો દરેક મહિને એક માર્કની ફી આપે છે. ૧૯૩૨ માં હીટલર પક્ષનાં પત્રકો ઉપર ૮૦૦૦૦૦ સભ્યોની સંખ્યા હતી. દરેક સભ્ય પાસેથી બે માર્કસ પ્રવેશ ફી લેવામાં આવે છે. જ્યારે જ્યારે હીટલરનો પક્ષ આર્થિક સંક્રામણમાં હોય છે, ત્યારે હીટલર પોતાના

નામ ઉપર લોન કાઢે છે, અને થોડાજ દિવસોમાં એની તિજોરી ભરાઇ જાય છે.

કૈઝરનાં સમયમાં ઉદ્યોગ અને રાજકારણનો સંયોગ થનો હતો. એનું પુનર્વિધાન હીટલરે જગત વિગ્રહ પછી કર્યું. પ્રજાશાસન અને ધારાસભાવાદ પ્રજાના કટોકટીના સમયમાં, અને રાષ્ટ્રની આપત્તિનાં કાળમાં હાનિકર્તા છે એ માનસ હીટલરવાદીઓએ જર્મની સમક્ષ જાહેર કર્યું.

આંતરરાષ્ટ્રીય સામ્યવાદની સામે હીટલરવાદીઓએ પ્રહાર ચાલુ રાખ્યા, ત્યારે જર્મનીના પ્રધાન ઉદ્યોગપતિઓ હીટલર અને એના મિત્રોની આસપાસ વીંટળાઇ વળ્યા. વર્ગવિગ્રહમાંથી એ ધનપતિઓ થોડાક ટુકડા કામદારોને નાખી બચી જવા માગતા હતા. રહાઇનમાં જંગી પોલાદનાં કારખાનાનો મુખ્ય મેનેજર ડૉ. જેકોબ, અને પોલાદી કારખાનાવાળાઓનાં મંડળનો મોવડી જોહાન રાઇશર્ટ, બધા જ સમયમાં હીટલરની પડખોપડખ ઉભા હતા. જર્મનીને જગતનાં ઉદ્યોગોમાં સ્થાન અપાવનાર એવા ઉદ્યોગનો એકે માલિક એવો નહોતો કે જેણે સીધી કે આડકતરી રીતે હીટલરના પક્ષનો વિજય મેળવવામાં સહાય ન કરી હોય. જર્મનીના બધા જ પ્રધાન ઉદ્યોગપતિઓએ વર્ષો સુધી હીટલરની પાછળ ઉભી એનો માર્ગ સરળ કર્યો હતો.

જ્યારે જર્મની સંપૂર્ણ રીતે શ્રમ દૂર કરી શક્યું ન હતું તે સમયે એના રાજકારણની રંગભૂમિ ઉપર હીટલર ઝળક્યો. એને દેખીને દેશની આશાની અને સ્વમાનની આંખો ઉઘડી. વર્સેલીનાં એ તાબેદારીનાં તહનામાને એક કોર મૂકીને જર્મનીને સ્વાતંત્ર્યને પથે એ પુરુષ દોરવા માગતો હતો. જગત વિગ્રહનાં પાપરૂપ જર્મની ઉપર લદાયેલું નુકશાની ભરવાનું જબ્બર પોટલું ફેંકી દેવા એ ઇચ્છતો હતો.

ધીમે ધીમે સમાજવાદીઓ અને સામ્યવાદીઓની શબ્દજાળથી જર્મનીના કામદારો કંટાળ્યા. નવું સ્વર્ગ રચવાની મોટી વાતો કરનારા નાઝીઓના સંઘમાં લાખો સામ્યવાદીઓ, અને અસંખ્ય મજૂરો ભળ્યા. મધ્યમવર્ગના બેકાર અને બેહાલ બનેલા હજારો સ્ત્રી પુરુષો હીટલરના ઝંડા નીચે આવી ઉભા. નાઝીઓએ બોલ્શેવીક, સામ્યવાદીઓ, અને યાહુદીઓ તરફનો ઝેરી પ્રચાર-વાયુ ફૂંકવો શરૂ કર્યો. જર્મનીના ઉદ્યોગપતિઓ, શ્રીમંતો, અને અમીરોના આવકાર અને સહાયથી હીટલર આત્મવિશ્વાસનાં નેત્રે જર્મની પર નજર માંડે છે હીટલરવાદ લાંબી મજલ ન જ કરી શકે એ પણ નિશ્ચિત જ છે.

# જર્મનીના જવાંમર્દો

જર્મનીના જવાંમર્દો જે નાઝીવાદનાં રંગે રંગાયેલા છે એની નેમ મોટી છે, આદર્શવાદ ભવ્ય છે, અને મજલ લાંબી છે; તો ય હીટલરની હાકલ સાંભળીને એ કૂચ કર્યે જ જાય છે. હીટલરને આર્થિક સહાયથી ધર્યો દેનાર જર્મનીના મહાન વેપારી સોદાગરો છે, જબ્બર ઉદ્યોગપતિઓ છે; પણ હીટલરવાદને મૂર્તિમંત કરનાર, અને હીટલરનો સંદેશ ઝીલી એનો ઝંડો રાતદિન ફરકતો રાખવાનો નિર્ધાર કરનાર તો જર્મનીનાં કિશોરો, કિશોરીઓ, જવાનો અને યુવતીઓ છે.

હીટલરના અનુયાયીઓ સમાધાનમાં નથી માનતા. જર્મનીમાં લડાઈનો વાયુ વાય છે, અને લડાઈના કાળમાં સેનાધિપતિની આજ્ઞા પડતાં એ ઉઠાવવી જ જોઈએ એમ અહર્નિશ હીટલરના જવાન અનુચરો માને છે. જુવાનો અને સ્થિતિચુસ્તનાને વેર છે, એની પ્રતીતિ રાખી એ તરુણો ધેયછાભર્યા, રાતદિવસ જર્મનીના પુનરુત્થાનને માર્ગે વિચરે છે. વહાલા બાંધવોને, પ્રિય માતાપિતાને નિષ્ઠુર રીતે છોડતાં એ જુવાનને દયા નથી આવતી.

હીટલરના આગમનથી જર્મનીમાં નવવિધાનની નોબતો બજી રહી છે. એ યુવાનોનો વિરોધ વર્ગેલીની તદકુબીનાં સદીકરો, અને એમની સમાધાન વૃત્તિની સામે છે. જર્મનીના એ યુવાનોની ઝુંબેશ આજની સંગીનની અણીથી સાધેલી શાંતિ સામે છે. એવી અપમાનભરી શાંતિની

સામે એ ઝઝૂમવા માગે છે. સમરાંગણમાં ખેંચાતી સમશેરનો ખડખડાટ એને આકર્ષે છે. લડાઇની વાતથી એની આંખમાં અંગાર ઝરે છે. આશાવિહોણા માનવી કરતાં ભગ્નાશ માનવી એ યુવાનને વધારે ગમે છે. હીટલરપંથી જવાંમર્દ જર્મની અને યુરોપના મુત્સદીઓને પૂકારી પૂકારીને કહે છે કે વર્સેલીની તહકુબીમાં એમની સહી નહોતી. લડાઇમાં કરેલા કરજને ભરપાઇ ન કરવાનું એ જાહેર કરે છે. ૧૯૧૮માં જર્મનીના મુત્સદીઓએ દાખવેલા શાણપણનો તે જોશભેર સામનો કરે છે.

પરંતુ જર્મનીની યુવક પ્રવૃત્તિને જન્મ આપનાર હીટલર નથી. હીટલરની ઝુંબેશ અને એની ચળવળ એ જર્મનીના નવયુવાનોને આભારી છે. વીશ વરસની વય પછી ત્યાંનો જવાન મતદાર બને છે. જર્મનીનો તરુણ રાજકારણમાં સક્રિય રસ લે છે. રાષ્ટ્રીય કરજ, પ્રજાસંઘ, શસ્ત્ર નિવારણ, વર્સેલીની સંધિ અને જર્મનીનું યુરોપીય રાજકારણમાં સ્થાન એવા અનેક ક્રૂર પ્રશ્નોની રસભરી ચર્ચા જર્મનીનો કિશોર કરે છે. જર્મનીનો ચૌદ વર્ષની વયનો કિશોર આવા કોયડાની ચર્ચા જે નથી કરી શકતો, જે પોતાનાં અભિપ્રાય દાખવી નથી શકતો, એ એની કિશોર અવસ્થાને લજવે છે, એમ જર્મનીમાં મનાય છે. માર્ગમાં, નગરમંદિરોમાં, અખબારોમાં, શાળામાં, અને વિદ્યાપીઠોમાં બધે જ એ જર્મનીના તરુણને રાજકારણી પ્રશ્નો કાને અથડાય છે. પર્યટન કરતાં સરિતાને કાંઠે, પરિભ્રમણ કરતાં જંગલોમાં, આથડતાં આથડતાં ખાણોમાં વતન જર્મનીનાં એ સ્વપ્નો ઘડે છે, જોશભેર પ્રતીતિપૂર્વક લાગણીનો આવિર્ભાવ કરે છે.

રાજકીય પક્ષો યૌવનકાળમાં જ યુવાનોને રાજકારણી શિક્ષણ આપે છે. જર્મનીની વ્યાસપીઠ પર ભવિષ્યમાં ઉભનાર એ જુવાનોને નાની વયમાં તાલીમ આપવામાં આવે છે. કિશોર વયમાં પ્રવેશતા

કિશોરોનાં મંડળોમાં રાજકીય પક્ષોનું પ્રચાર કાર્ય આરંભાઇ જાય છે. ચૌદથી એકવીશ વર્ષની વયના કુમાર કુમારીઓની સંખ્યા જર્મનીમાં ૯૦,૦૦,૦૦૦ની છે. એકવીશથી એકત્રીશ વર્ષની વયનાં મતદારોની સંખ્યા જર્મનીમાં ૧,૩૦,૦૦૦૦૦ છે. એ વયને આરે ઉભેલા જર્મન યુવાનો અને યુવતીઓ હીટલરને વફાદાર બની એની પછવાડે ઉભો છે.

હીટલરની ચમકતી ફોજમા નાના કિશોરોને લેબાસમાં સજ્જ થયેલા, અને જર્મનીનાં માર્ગો કૂચ કરતા જોવા એ સામાન્ય દશ્ય છે. કિશોર સંઘમા આ હજારો કિશોરો સંગઠિત થાય છે. જર્મનીનાં ભવિષ્યના એ રાજ્યકર્તાઓને ભારે અને જોરદાર શિક્ષણ મળે છે. જર્મનીના એ કિશોરો પકવ વયના પ્રૌઢ પુરુષોની જેમ "પીઠ પાછળનો ઘા" અને "રૂહાઇનની શરમ"ના સિદ્ધાન્તોથી જરા ય અજાણ્યુ નથી.

ચૌદથી વીશ વર્ષની વય સુધીનાં હજારો જુવાનો "હીટલર નવ જુવાન સંઘ"નાં સભ્યો છે. નુરેમ્બર્ગ ખાતે ૧૯૨૯માં જ્યારે ચાર હજાર નવ જુવાનો હીટલરને સલામ કરતા એ માર્ગો ઉપરથી પસાર થઇ રહ્યા હતા, ત્યાર એ મહાસંઘે જર્મનીનું ધ્યાન ખેંચ્યું હતુ. એ દિવસો પછી માસિક ત્રણ હજાર જવાનોની સંખ્યા સભ્ય તરીકે વધતી જતી હતી આ હીટલરવાદી મંડળનો પ્રધાન ઉદ્દેશ કામગારોની ચાલીઓ માં હીટલરનો સંદેશ પહોંચાડવાનો હતો.

જર્મનીનો મધ્યમવર્ગઃ જે જગત વિગ્રહ પછી ખુવાર બન્યો. લાખોપતિ વેપારીઓ કંગાળ બન્યા, મધ્યમવર્ગના પાયમાલ થએલા એ લાખો જર્મનોને હીટલરે ખાત્રી કરાવી કે એમની અંગાનિયતનું મુખ્ય કારણ એ પ્રજાતંત્ર છે. સામાન્ય જર્મન લોકો. જર્મનીના જૂના અમીરો અને બુદ્ધિવાદી પ્રજાજનોએ નાઝીવાદનો પડકાર ઝીલી લીધો. માધ્યમિક શાળાઓમાં અભ્યાસ કરતા જુવાન છોકરાઓનું મંડળ

'રાષ્ટ્રીય સમાજવાદી વિદ્યાર્થી સંઘ'માં એકઠા થઈને હીટલરના પક્ષમાં આવી ઉભુ. જર્મનીના વ્યાયામ મંદિરોમાં કિશોર નાઝીઓએ હીટલર-વાદના પ્રચારવાદનુ જે કાર્ય વેગભર કર્યું છે એની હીટલરના ભેરૂઓએ અનેક વાર તારીફ કરી છે. એ સંઘના સભ્યો નાઝીવાદના આદર્શોને મૂર્તિમંત બનાવવા જીવન વીતાવે છે એટલું જ નહિ, પણ એ આદર્શોની સિદ્ધિ માટે શાળાઓમાં લડત ચલાવે છે. શાળાઓના વર્ગોમાં વેરદ્વપક્ષના શિક્ષકો અને વિદ્યાર્થીઓના સામે અવિનય અનાદર અને પ્રાસંગિક કટુ કટાક્ષોથી મહાત કરવામાં આવે છે.

'જર્મન કિશોરી' સંઘ, એ નામના કિશોરી સંઘના સભ્યો હીટલરના વિજય અર્થે નાની બાલિકાઓમાં જબ્બર પ્રચાર કામ કરે છે. કિશોરીઓ અને તરૂણીઓ રાજ્યકારભારમાં અને રાજકારણમાં સક્રિય ભાગ લે એની સામે હીટલરનો વિરોધ છતાં ય આજે હજારો જર્મન સ્ત્રીઓ હીટલરવાદને સહાય કરી રહી છે, એ એક મહાન કોયડો છે.

૧૯૨૬માં જર્મન વિદ્યાર્થીઓએ સ્થાપેલા રાષ્ટ્રીય સમાજવાદી વિદ્યાર્થી સંઘ નામના મંડળનો હીટલરની ચળવળમાં જબ્બર હિસ્સો છે. કામદાર વર્ગના સેંકડો વિદ્યાર્થીઓ સામ્યવાદના લાલ વાવટા નીચે ઉભા રહે છે, ત્યારે જર્મનીની વિદ્યાપીઠોમાં અભ્યાસ કરતા ૧,૪૦,૦૦૦ વિદ્યાર્થીઓમાંથી ૧,૦૦,૦૦૦ વિદ્યાર્થીઓ હીટલરના અનુયાયીઓ છે. જર્મન વિદ્યાપીઠોના વિદ્યાર્થીઓનું મધ્યસ્થ મંડળ એ હીટલરના હાથમાં હથિયાર તરીકે રાતદિન રમે છે.

જુવાનોનો સાથ મેળવવામાં હીટલરે અતિશયોક્તિનો હરેક પળે ઉપયોગ કરે છે. જર્મનીના તરૂણોને લાગણીના પ્રવાહમાં ખેંચીને એ રાષ્ટ્રનો ઉદ્ધાર કરવા માગે છે. અતિશયોક્તિની કળા હીટલરે હાથ કરી છે. નાઝી યુવાનોમાં સૌથી આકર્ષક તત્ત્વ નેતાના સાદને અનુસર-

અનુસરવાનું છે. ધાર્મિક શહીદની માફક, કોઇ અંધ ધૂનીની જેમ આદર્શને ખાતર ખુવાર થવા રાત અને દિવસ એ તરુણ તૈયાર હોય છે. એ પ્રવૃત્તિના જોખમે માતાપિતાની સાથે કદી ય સમાધાન જર્મન જુવાન નથી કરતો. હીટલર એ જર્વાંમર્દીનો પિતા છે, અને નાઝી જુવાનો એ બાંધવો છે. રાજકારણી કુટુંબના બધા બાંધવો છે, એમ માની એકલોહિયા ભાઇઓની જેમ એ જુવાનો દેશસેવાના કામમાં મશગૂલ રહે છે. પ્રજાકીય ભાવના એ એમનો આદર્શ છે. પક્ષની સત્તા એ જ એમને મન પૂજા છે. હીટલરે આંકેલી નીતિ અનુસાર હરકોઇ નાઝી જવાને પાર્ટી પ્રત્યેની વફાદારી જીવન અંત સુધી રાખવી પડે છે. સમાજવાદી કે યાહુદી કુમારિકાની પછવાડે પ્રેમઘેલા નાઝી જુવાનને સંઘમાંથી બહાર કાઢવામાં આવે છે. બ્રાહ્મણ જુવાન જ્ઞાતિસેંદના વાડાઓને વળગી રહે છે, એવું પ્રજાકીય પાવિત્ર્ય હરેક નાઝી તરુણની પાસેથી માગવામાં આવે છે.

નાની બાળશાળાઓમાં, કિશોરોની નિશાળોમાં, પ્રજાકીય પવિત્રતા ઉપર મોટો ભાર મૂકવામાં આવે છે. જગત આખાની એકતા સાધવાનાં વિચારોનો પ્રચાર કરનાર ગટેનું સ્થાન એ શાળાઓમાં નથી. યાહુદીઓની સામે ધિક્કાર દેખાડનાર શોપનહોરના સાદા પાઠો એ નિશાળોમાં પઢાવવામાં આવે છે. રહાઇન નદીનાં કિનારા ઉપર, અને ફૂલોથી લચી ગયેલી ફુલવાડીઓમાં બેસીને નાઝી યુવાન યાહુદીના ટપકતા શોણિતના ગીતો ધેનમાં ડુબતો, રસભર્યો, જોસ્થી ગાય છે. હીટલરની યુવકપ્રવૃત્તિમાં ધર્મનો ફાળો ઓછો નથી. અંગત હિતના કરતાં જાહેર અને જનસમાજનું કલ્યાણ એ ભાવના હીટલરના મંડળોમાં પોષાય છે. એ યુવકપ્રવૃત્તિમાંથી ધર્મના ચર્ચાત્મક વિષયને બહાર રાખવામાં આવ્યો છે. યાહુદી પ્રજા સિવાયનો કોઇ પણ કેથોલીક કે પ્રોટેસ્ટન્ટ હીટલરવાદી બની શકે છે.

રાષ્ટ્રીય સમાજવાદી મંડળના નેતા તરફની સંપૂર્ણ અને વિનાશંકી વફાદારી એ યુવક ચળવળનું મુખ્ય અંગ છે. સેનાની કદી યે અયોગ્ય કરતો નથી, એ સિદ્ધાન્ત ઉપર નાઝીવાદની ઇમારત ચણાયેલી છે. આખી યે એ ચળવળ વજ્જભરી તાલીમ અને શિસ્ત ઉપર નભે છે. સમાજ અને દેશના હિતને માટે દરેક વ્યક્તિએ ભોગ આપવો જ જોઇએ એ દૃષ્ટિબિંદુ દરેક નાઝીનું હોય છે.

સામસામી રાજકારણી સંઘોની છાવણીઓમાં જર્મનીનાં જુવાનો ભવિષ્યનું જીવન ઘડે છે. શેરીઓમાં, રસ્તામાં અને ગામને સીમાડે તરુણો મતમતાંતરનો અંત મુક્કાબાજી, અને દંડાબાજીથી લાવે છે. ઘણી યે વાર સિદ્ધાન્તને ખાતર લડેલા જુવાનો જખ્મી થઇને ઘેર આવે છે. મધ્યયુગના વટેમાર્ગુ અને પ્રવાસીઓ પાસેથી જર્મનીના તરુણોએ જર્મનીની ભોમ ઉપર, ભમવાનાં અને રખડવાનાં મહાન શૌર્યનું શિક્ષણ લીધું છે. એક શહેરથી બીજે શહેર, એક ગામથી બીજા ગામ તરફ એ જુવાનો અને તરુણીઓ, રાષ્ટ્રગીતોથી ગગન ગજાવતા, લોખંડી પગથી ધરણી ધણધણાવતા, નૂતન જર્મનીનાં સ્વપ્ન સેવતા કૂચ કરતા દેખાયા જ કરે છે. ૧૯૩૨ના આરંભમાં જ્યાં જુવાનો વિશ્રામ લઇ શકતા એવા જંગલોમા, વગડાઓમાં અને ખીણોમાં ૩૦૦૦ આરામગૃહો હતા.

જર્મનીની યુવકપ્રવૃત્તિનો ઇતિહાસ ભવ્ય અને પ્રેરણાભર્યો છે. ૧૮૧૫ ની લડાઇ પછી ફીસ્ટે નામના એક જર્મનના હૃદયમાં પુનર્વિધાનની યોજના જન્મી. આજની એ આધુનિક યુવક ચળવળનો જન્મ તો હીટલરે પ્રથમ દુનિયામાં આંખો ઉઘાડી ત્યારે થયો. બર્લીનના એક પરામાં નાની નિશાળનો એક શિક્ષક કાર્લ ફીશર એ આજની યુવક ચળવળનો ખરો જન્મદાતા છે. નિશાળની ચાર દીવાલોમાંથી પોતાના

નિશાળીઆઓને દૂર જંગલોમાં એ લઈ જતો. કાર્લ ફીશરે નવયુવાનના હૃદયના બારણાં ઉઘાડ્યાં. પછી તો યંત્રવાદ અને અભ્યાસક્રમની સંકુચિતતાની સામે પોકાર ઉઠ્યો. આ જુવાનો જોશને જીવન ઘડવા માગતા હતા. જીવનના ઉન્માદ અને ગમ્મતને એ શોધતા હતા. જર્મનના રોમાંટિક ભૂતકાળને લઈને આત્મિક પુનર્જન્મ ગાઢમા લાવવાનો એમનો મનસૂબો હતો. જન્મ અને ધનના ભેદોની દીવાલોને છેદી બિરાદરી ખીલવવાના આ તરુણોમાં કોડ ઉભરાતા હતા.

“ઉડતા પંખીઓ” નામની કુમારોની સંસ્થાએ તો જર્મનીમાં નવા શિક્ષણની દૃષ્ટિ અને નવી આત્મરિતા લાવવાનો પ્રયત્ન કર્યો. આ કુમારો અને જુવાનો સમાધાન કરનારા જર્મન મુત્સદ્દીઓનો સામનો કરતા ઉભા હતા “પરાજિત પ્રજા તરીકે અમે જીવવા નથી માગતા.” એ આ “ઉડતા પંખીઓ”ના સાદનો સૂર હતો. ગુસ્તાવ સ્ટ્રેસમેન જેણે પ્રજાતંત્ર સ્થાપી તહનામા પર શાંતિની મહોર કરી હતી એને અને એના સાથીદારોને સખત શબ્દોમા વખોડી કાઢે છે. લોકાર્નોના કરારોને આ “પંખીઓ” રાજદ્રોહની પ્રવૃત્તિ માને છે.

જર્મનીમા આજે હીટલરના ઝંડા નીચે સામ્યવાદથી થાકેલા કામદારો, બેહાલ થયેલા મધ્યવર્ગના કુટુંબોના નબીરા, માજી અફસરોના જુવાન દીકરાઓ હીટલરનું ફરમાન ઝીલતા ઉભા છે. જગત વિગ્રહ પછી રેઢી વગના થયેલા તરુણો, અભ્યાસ પૂરો કરેલા બેકાર જુવાનો અને પ્રજાતંત્રના કોલથી કંટાળેલા જવાંમર્દો હીટલરની છાવણીમા એની નેતાગીરી ઉપર અપૂર્વ વિશ્વાસ રાખી માર્ગ કાપે જાય છે. હીટલરની નિષ્ફળતા સર્જાશે તો જર્મની પાસે એક જ માર્ગ રહેશે તે રશિયા ને માર્ગે સંચરવાનો અને સામ્યવાદનો.

## હીટલર–મુસોલીની–સ્ટેલીન

૧૯૨૮ પછી યુરોપમાં જબ્બર પરિવર્તનકાળ આવ્યો. રાજાશાહી નિર્મૂળ થવા લાગી, અને પ્રજાશાસનનો અને પ્રજાતંત્રનો યુગ મંડાઇ ગયો. પણ એ જ કાળમાં ધારાસભાવાદથી યુરોપ કંટાળતું ગયું છે. અને આજે રશિયામાં સ્ટેલીન, ઇટલીમાં મુસોલીની, ટર્કીમાં કમાલ પાશા, ઓસ્ટ્રીઆમાં ડોલ્ફસ, સ્પેઇનમાં પ્રાઇમો ડી રીવેરા, અને જર્મનીમાં એડોલ્ફ હીટલર સરમુખત્યાર બની ધારાસભાઓને પડદા પાછળ રાખી એકહથ્થુ શાસન ચલાવે છે.

મોસ્કોના ક્રેમલીનમાં જ્યાં ઝારની મહેલાતો ઉભી છે, ત્યાં સામાન્ય મજૂરના પોષાકમાં એક પુરુષ બેમે છે. એની આંખોમાં ઉગ્રતા નથી, એનો ચહેરો ભવ્ય વ્યક્તિત્વની છાપ નથી પાડતો, એ પુરુષનો આખો યે દેખાવ સામાન્ય છે એના દીવાનખાનાના ઓરડાઓ, એની કચેરીનાં બારણાંઓ હમેશ જાડા અને લાંબા ઝભ્ભા પહેરેલા કિસાનો, ગંદા કુરતામાં ઉભેલા કામદારો, સ્થાનિક સોવિયેટ સમિતિના અફસરો અને જુવાન નેતાઓથી ભરાયેલા હોય છે. રશિયા પર શાસન ચલાવતા આ પુરુષની મહત્તા અને ગયેલી ઝારશાહીનાં ભવ્ય સ્મરણો એ સામાન્ય કિસાનને ઘડીભર મૂઢ બનાવી દે છે. સ્ટેલીનને પગે એ નમી પડે છે. ફાટક ઉપર ઉભેલો 'લાલ' ચોકીદાર એને ઉભો કરે છે, અને કહે છે, "બિરાદર! લાચારીભર્યું નમન કરવાની જરૂરત નથી!" સામાન્ય દેખાતો મજૂર હરખાતો, ગર્વભર્યો, આ બધું જોઇ રહે છે.

રશિયાની સેળ કરોડ પ્રજાની ઉપર એકલો પુરુષ રાજ્યદંડ ધરીને ઉભો છે. કોણ હતો એ! લેનીનનો અનુયાયી અને ટ્રોટસ્કીનો સાથીદાર જોસેફ સ્ટેલીન. રશિયાનો એ વજ્રપુરુષ પીટર ધી ગ્રેટના કરતા ય એ વધારે સત્તાવાન છે, વધારે પ્રાપુવાન છે.

દૂર દૂરથી પગપાળા આવતા કિસાનોને, કામદારોને, અને એના અફસરોને એકાન્તે ક્રેમલીનમા બેઠો બેઠો જુએ છે. એની આંખો ઝીણી છે. ધીમે અવાજે, અને અચકાતા સ્વરે સ્ટેલીન બોલે છે. એના શબ્દોમા હીટલરની અંતરપ્રતીતિ અને લાગણીના ઉભરા નથી. હજારો માણસોની સમક્ષ વ્યાસપીઠ ઉપર એ હશે છે, ત્યારે શ્રોતાજનોને એ આંજી નથી દેતો, આંજવા માગતો ય નથી. ગજમંત્રણાઓમાં એ સદા ય ધંધાદારીની માફક બોલે છે. પણ જ્યારે રાજ્યના આસન પર એ બેસે છે, ત્યારે એની કાર્યશક્તિની પાસે હરિફાઈ કરે તેવો બીજો એકે પુરુષ આજે દેખાતો નથી.

હીટલર અને સ્ટેલીનનાં સ્વભાવની અસમાનતા એમનું અંતર વધારે છે. હીટલર અને સ્ટેલીન જે દેશોમાં સત્તાધીશ તરીકે શાસન કરે છે એ બન્ને રાષ્ટ્રોમાં આ પુરુષો પરદેશી છે. હીટલર ઓસ્ટ્રીઆથી જર્મનીમાં પ્રવેશે છે, સ્ટેલીન જ્યોર્જીઆના પ્રાંતમાંથી રશિયામાં આવ્યો છે. સ્ટેલીન અને હીટલર બેઉ સામાન્ય અને મામુલી પિતાનાં નબીરા હતા. સ્ટેલીનનો પિતા મોચી હતો. સ્ટેલીન અને હીટલર જીવનવિગ્રહમાં શૂરવીરોની જેમ ઝઝૂમ્યા છે. યૌવનકાળમાં પ્રકાશમાં આવવાના મનોરથ સેવતા સ્ટેલીનને છ છ વાર સાઇબીરિયા દેશનિકાલ કરવામા આવ્યો હતો.

જ્યોર્જીઆના મોચીના આ કુમાર સ્ટેલીનને મહત્ત્વાકાંક્ષા જો ભડ ભૂંજરની ન હોત તો આજે એ કોઈ દેવળનાં બારણાં પાસે ખાલી

તરીકે ઉભો હોત. સુતાર હીટલર જર્મનીને નવું બનાવવા તલસે છે, સ્ટેલીન રશિયાને અદ્દભુત અને નવે માર્ગે લઇ જવા મથે છે. સ્ટેલીન અને એના બિરાદરો રશિયાના મજૂરવર્ગને જાગ્રત કરી નવુ સ્વર્ગ ખડું કરવા માગે છે, હીટલર પ્રજાવાદની પવિત્રતાનો નૂતન સિદ્ધાન્ત બનાવી, જર્મનીને ભ્રાંતિમા ડૂબાડે છે. ઝારશાહીના ચળકાટથી અંજાયેલા રશિયાના જનસમૂહને સ્ટેલીન આખી યે પ્રજાને ચાહવાનો નવો પેગામ પઢાવે છે. યાહુદીઓ પ્રત્યેના ધિક્કારમા હીટલરનો સદેશ સમાઇ જાય છે. નૂતન રશિયા રચવાના ભગીરથ પ્રયત્નોમાં સ્ટેલીનની "પચવર્ષીય યોજના' એ જગતના મહારાષ્ટ્રોને આર્થિક યોજનાનો નવો ખ્યાલ આપ્યો છે, નૂતન માર્ગ દેખાડ્યો છે. રશિયાનો કામદાર રોગીના ટુકડ અને ચીંથરા માટે જ નહિ, પણ નૂતન રશિયા સર્જવા જીવે છે, એ સ્ટેલીન જગતને આજે દેખાડી રહ્યો છે.

જગતભરને આકર્ષનાર ત્રીજો સરમુખત્યાર છે મુસોલીની. નિ શબ્દ રીતે લાખોની મેદની એ ભસ્મ પુરુષની વાણી સાભળે છે, અને પળમા જ વિરોધની મોટી દીવાલને ય મુસોલીની જમીનદોસ્ત કરી નાખે છે. એનુ વ્યક્તિત્વ ભનભનાવે ય ભારી દે છે, અનેકને ડારે છે, લાખોને આંજે છે. વ્યાસપીઠ ઉપર એ ઉભો છે, અને એનુ એકએક હલનચલન બોલવા માડે છે. ગભીર હાસ્ય હસતો ધટલીનો એ તારણહાર જમા થયેલી ઇટલીની પ્રજાને રોમની સલ્તનતની, જગતભરની નેતાગીરીની યાદ આપે છે–હલમલાવે છે. કાળા ખમીસવાળો મુસોલીની વિશાળ મેદની સમક્ષ જબ્બર ચળવળખોર તરીકે એમને ધણધણાવે છે. એની કચેરીમા મુસોલીની દીર્ઘદૃષ્ટિવાન, જબ્બર, બુદ્ધિશાળી મુત્સદ્દી બની જાય છે. મુસોલીનીમા પ્રેરણા આપવાનું બળ છે, નવી યોજનાઓ વિચારી રચનાત્મક કાર્યક્રમ એ ગતિમા મૂકી રહ્યો છે. હીટલર નાટકી પુરુષ છે, મહાન નટ છે.

લુહારનો સપૂત મુસોલીની હીટલર અને સ્ટેલીનની જેમ ગરીબ માબાપનો દીકરો હતો. એ મહત્ત્વાકાંક્ષી હતો. સીઝરનાં ભવ્ય સ્વપ્નોએ, અને નેપોલીયનની યશગાથાએ મુસોલીનીનું જીવન ઘડ્યું છે. યૌવનમાં ગરીબી માણવામાં મહત્તા છે એમ એ માનતો. એક શિક્ષક તરીકે કામ કરતાં એ સમાજવાદી બન્યો, અને બળવાખોર વિચારો માટે સ્વીટ્ઝરલેન્ડ અને ઓસ્ટ્રીઆમાંથી એને રજા અપાઇ. ટ્રીપોલીમાં ઇટલીની ચળવળ આરંભી એ મોવડી બન્યો, અને મુસોલીનીને કારાવાસમાં ધકેલવામાં આવ્યો. શાંતિપ્રિય સમાજવાદી જગતવિગ્રહ વેળા સાબુની પેટી પર ઉભી વિગ્રહમાં ભાગ લેવા ઇટલીને આમંત્રી રહ્યો. સમાજવાદમાં મુસોલીનીએ પ્રત્યાઘાતી તત્ત્વોનું મિશ્રણ કર્યું. આજે એને ફેસીઝમ તરીકે જગત પીછાણે છે. હીટલર અને મુસોલીની ઉભય મહત્ત્વાકાંક્ષી હતા, અને છે. છતાં ય મોટો અખાત ઉભયની વચ્ચે ઉભો છે. હીટલરનાં દીવાનખાનામાં મેજ ઉપર આજે ય એ ઇટલીના મુસોલીનીની છબી શોભી રહી છે. ફેસીઝમની સ્થાપના કોઇ સિદ્ધાન્તમાંથી થઇ નથી. રોમ ઉપર જે મુસોલીનીએ કૂચ આદરી હતી, એ મુસોલીની આજે ઇટલી પર શાસન નથી કરતો. મોટી કાર્યક્રમની રૂપરેખા, લાંબી શબ્દજાળ વગેરેમાં મુસોલીની માનતો નથી. ૧૯૨૦પહેલાંની મુસોલીનીની ગગનવિહારી દૃષ્ટિ આજે ઇટલીનાં ઉંડા ઉંડા પ્રશ્નોના માપ કાઢવા મથે છે. હીટલરને હવાઇ વાતો અને સામાન્ય જાહેરાતો ખૂબ ગમે છે. પાર્ટીના કાર્યક્રમની ચર્ચાને એ ભયંકર ગુન્હો માને છે.

નાઝીવાદના આરંભકાળ પછીથી આજ સુધીની હીટલરની કારકિર્દીમાં નવો અભ્યાસ, નવું દૃષ્ટિબિંદુ કે ઉડાણ પ્રવેશી શક્યા નથી. પંદર વર્ષોની એ લાંબી મજલમાં રાજકારણને માટેના એના વિચારોમાં પરિવર્તન નથી. જર્મનીના કૂટ પ્રશ્નોનો સહેલો નિકાલ લાવવા એ ડૂબિજીત મથે નથી. યાહુદીઓને અંગેના મુસોલીનીના વિચાર હીટલરથી સદંતર જુદા જ છે.

મુસોલીની અભ્યાસી છે, એનામાં પ્રશ્નોનો તલસ્પર્શ કરવાની દૃષ્ટિ છે. હીટલર ઊર્મિઓના ઉછળવાથી છલકાય છે. ઇટલીના યુગ પુરુષ મુસોલીનીની રોમની કૂચ પાછળ યોજના હતી, લાંબી દૃષ્ટિ હતી. હીટલરની બર્લીનની કૂચમાં પૂર્વ તૈયારી નહોતી, આંધળું અનુકરણ હતું. હીટલર જર્મનીના કૂટ પ્રશ્નોથી અજાણ હતો.

કામ કરવાનું અપૂર્વ બળ મુસોલીનીમાં ભરેલું છે. ઇટલીના પ્રશ્નોનો નિકાલ કરવાની જબ્બર શક્તિ એનામાં દેખાય છે. હીટલર તમાશા કરી શકે છે, નાટકનાં ખેલ ખેલી શકે છે. પ્રજા ઘડવાની શક્તિ હીટલરમાં નથી. વાસ્તવિકતાઓ તરફની બેપરવા એ હીટલરનું આખું માનસ છે.

હીટલર, મુસોલીની અને સ્ટેલીન ત્રણે યુગ પુરુષો છે. જર્મની, ઇટલી, અને રશિયાના પાયતખ્ત ઉપર ત્રણે ઉભા છે. હીટલર ચળવળખોર છે, ખેલાડી છે. મુસોલીની પ્રચંડ યુગપુરુષ છે, રાષ્ટ્ર વિધાયક છે. સ્ટેલીન આર્જનો અજોડ યુગસ્રષ્ટા છે.

એ વિશાળ ઓફિસની દીવાલ ઉપરથી 'ફ્રેડરીક ધી ગ્રેટ'નું ચિત્ર કટાક્ષભર્યું હાસ્ય હીટલર ઉપર હસતું હતું. મુસોલીનીની છબી દઢતાભર્યા ઓષ્ટ દાબીને, મેજ ઉપરથી દૂર દૂર નજર નાખતી હતી. પણ હીટલરની દૃષ્ટિ 'જીવંત' માનવીઓ ઉપર નહોતી. ચનોઠીથીએ લાલ એવા હોઠની પાસે પાણીનું ભરેલું પ્યાલું હીટલર લેતો હતો, પ્યાલું ઉચકતાં ઉચકતાં પાસેની વિશાળ બારીમાથી આપેઆપે મીટ માંડી રહ્યો હતો. એનાં પાયજામા ઉપર પાણીનું ટીપુ પ્યાલામાંથી પડે છે. રોષભરી દૃષ્ટિ ફેંકતો હીટલર એ જળબિંદુની સામુ જુએ છે.

હીટલરની બાજુની ખુરશી ઉપર એનો એક શાગીર્દ બેઠો છે. પાર્ટીના કાર્યક્રમ સંબંધે અને આવેલા પ્રશ્ન પરત્વે, નિશ્ચય કરવા એ હીટલરને સમજાવી રહ્યો હતો. હીટલર તે સમયે ય પિતૃભૂમિનાં ગૌરવ ઉપર જાસૂદ

ભાષણો જાણે આપી રહ્યો હતો. હીટલર બોલતો નથી, પણ વાણીનો ધોધ વહાવે છે.

* * *

સમય પસાર થાય છે. જર્મનીની એક મહાન યુનીવર્સીટીનો પ્રોફેસર અને ફીઝીક્સમાં નોબેલ પારિતોષિક પામનાર પુરુષ હીટલરની પાસે આવે છે. "બીઝમાર્કથીએ તમે મહાન છો" એ શબ્દો થોડાક દિવસ પર લખાયેલા હીટલર ઉપરના એના એક પત્રમાં હતા. જર્મનીને હથેળીમાં રમાડનાર એ હીટલરને જોવા, એના દર્શને એ પ્રોફેસર આવ્યો હતો.

પાયજામાની ઉપર પડેલું જળબિંદુ એ ભૂલી ગયો, તે જ ઘડીએ નિશ્ચય કરવાનો હતો એ પ્રશ્નને એ વિસરી ગયો. "બીઝમાર્કથીય તમે મહાન છો" એ શબ્દો એના કાનમાં ગૂંજી રહ્યા.

"હર હીટલર ! માનવી અને વસ્તુઓને જોવાની જ તમારામાં શક્તિ છે એટલું જ નહિ, પણ બીઝમાર્કની જેમ બનાવોની પછવાડેનાં કારણ, અને માનવીના કાર્યની પાછળના હેતુની પારખ તમને છે." હીટલરને નમન કરવા આવેલા એ મહાન અભ્યાસીએ ઉપરા ઉપરી એની તારીફ કરતા કહ્યા. ખુરશી ઉપર હીટલરે એનો આખો દેહ નાખી દીધો. એના હાથ એ આંખો પાસે લઈ ગયો. આટલા મોટા વૈજ્ઞાનિકનું એને માટેનું એ પૃથક્કરણ સાચું જ છે, એ આનંદે હીટલર ડોલવા લાગ્યો. હીટલરને પ્રતીતિ થઈ કે એ ખરેખર જર્મનીનો પ્રાણાધાર હતો.

મુલાકાત લેનાર પુરુષોનાં ટોળેટોળાં ઉભરાવા લાગ્યાં. હીટલરનું ધ્યાન હજુ ય પ્રોફેસરનાં તારીફભર્યાં શબ્દોમાં રહ્યું. "બીઝમાર્કથીએ તમે મહાન છો" એ શબ્દોએ એને ઘડીભર કર્મવિમુખ બનાવી મૂક્યો. ઉપર નીચેના માણસોના વૃન્દને પાછા જવા એણે ફરમાન કર્યું. હીટલર એની પ્રશંસા કરતા બોલાયેલા વાક્યનો અર્થ વિચારતો ખુરશી પર પાછો પડ્યો.

બ્રાઇનર માર્ગ ઉપરનો એ 'બ્રારલો મહેલ'નો નકશો કાઢનાર, એની આખી યે યોજના તૈયાર કરનાર ભૂતકાળમાં કડિયાના મજૂરનું કામ કરનાર હીટલર છે. ત્રણ મહિના સુધી રાત દિવસ હીટલર એ યોજનામાં ડૂબેલો હતો. એ ઇમારતમાં ઇજ્જાવાર કચેરીઓ રાખવામાં આવી છે. હીટલર પૂર બહારમાં દમામભેર, જાહોજલાલીભર્યા વાતાવરણમાં મધ્ય ભાગમાં બેસે છે. એની આસપાસ એના શાગીર્દોનું જૂથ જામે છે. નાઝીઓના મધ્યસ્થાનને આજ જર્મની "બ્રાઉન હાઉસ" કહે છે. આરસ પત્થરની બનેલી એ ઇમારતની સીડીનો દબદબો ઘડીભર આંજે છે. સુંવાળી શેતરંજીઓ, મુલાયમ ગાલીચા, સ્થળની કઠોરતાની સાથે વિરોધાભાસ જેવાં દેખાય છે. નાઝીઓનુ મધ્યસ્થાન આ 'બ્રાઉન હાઉસ'માં પ્રવેશનારની ઉપર દમદબો અને ભપકાથી ઉંડી છાપ પાડે છે. લશ્કરી મંડળનો કઠોરતાભર્યો દમામ નહિ, પણ ઝળહળાટ વિચારમાં નાખી દે છે.

પ્રધાનમંડળ જ્યાં ભરાય છે, એ આખો ઓરડો ભારે ઠાઠમાઠથી શણગારાએલો શોભે છે. હીટલરની બેઠકવાળી ખુરશી દૂરથી સિંહાસન જેવી નજરે પડે છે. આખા યે ઓરડામાં ગરૂડના ચિત્રો દેખાય છે. એ મુલાયમ ગાલીચાઓ ઉપર સ્વસ્તિકનાં ચિહ્નો ધ્યાન ખેંચે છે. "બ્રાઉન હાઉસ"ની એ ભવ્ય ઇમારતના દરવાજા ઉપર 'જર્મની જાગ્રત થા' એ સૂત્ર લટકે છે.

"બ્રાઉન હાઉસ" (ભૂરા ભુવન)ના વિશાળ ચોગાનમાં સેનાસ-ધારી નાઝીઓની એડીઓનો ખડખડાટ હમેશ સંભળાયા કરે છે. ટટ્ટાર સીનો ગખીને બે જુવાનો દરવાજાની પાસે ચોકી કરે છે. નાઝીઓ, જુવાન હીટલર વાદીઓની આવજા, દોડધામ અને કૂચ ચાલ્યા જ કરે છે. આખા યે બ્રાઉન હાઉસની આંતરિક અને બહિર બધી ચળવળની તપાસ રાખતો હીટલર બધે ફરી વળે છે. "એડોલ્ફ કૂચથી અને કવા-યતના અવલોકનથી કદીએ નહિ કંટાળે" એ એક નાઝીનાં શબ્દો

હીટલરનું માનસ રજૂ કરે છે ગાજતો, કૂદતો, ક્રુદ્ધ થતો હીટલર આખુ ય ભુવન તપાસી લે છે પળમાં દરવાજા પાસે ઉભેલી મોટરના હાંકનારને સાન કરે છે, અને દૂર દૂર ચાલ્યો જાય છે. રોષે ભરાતા હીટલરે હજારો માનવી ઉપર ઉંડી છાપ પાડી છે

*　　*　　*　　*

"હીટલર જેવો પ્રખર વ્યાખ્યાતા છેલ્લા સો વર્ષમાં જર્મનીએ જોયો નથી." જર્મનીનો એક રાષ્ટ્રીય ગ્રંથકાર હીટલર વિષે લખતા ઉલ્લેખ કરે છે

"હીટલર જ્યા જ્યા ગમન કરશે ત્યા એની પછવાડે અમે ઉભા છીએ." કૈઝરનો પુત્ર કુમાર ઓગસ્ટ વીલિયમ એડોલ્ફ વિષે બોલતા ઉચ્ચારે છે

"હીટલર એટલે પ્રતાપ" 'લંડન ઓબ્ઝર્વર' નામનું સામયિક ઉપરો અભિપ્રાય હીટલર માટે લખતાં દર્શાવે છે.

"જોન ઓફ આર્કના આગમનથી ફ્રાન્સનો ઉદ્ધાર થયો, ક્રાઇસ્ટના આવતા થી યુરોપને નવો ધર્મ સાંપડ્યો, એમ જર્મનીના પ્રજાકીય જીવનની ઓટ જ્યારે થઇ રહી હતી, નિર્માલ્યતા ઘર કરી રહી હતી, ત્યારે જર્મનીમાં હીટલરનું આગમન એ તો જર્મનીના તારણહારનો અવતાર, જર્મનીની પતિત પ્રજાનો હીટલર મોક્ષદાતા છે." જર્મનીના તત્ત્વવેત્તા કાઉન્ટ કાઇસર્લીંગ હીટલરની મહત્તાનો નિર્દેશ કરતા ઉપર મુજબ એક લેખમાં લખે છે.

"વીસમી સદીનો હીટલર એ સૌથી જોરાવર અને પ્રાણવાન પુરુષ છે. એના માર્ગને રોકવામાં નહિ આવે તો એ આખા જગતનો, પશ્ચિમની સંસ્કૃતિનો નાશ કરશે." અમેરિકાના અખબારે હીટલરવાદ ઉપર ટીકા કરતાં લખ્યું હતું

"હીટલર મને ગમે છે, કારણ કે એના ચહેરામાં રોષ અને અસંતોષની આગ સળગે છે." લંડનમાં આપેલા એક ભાષણમાં યુરોપનાં સરમુખત્યારો ઉપર બોલતાં હીટલરની ઉપર મુજબ બર્નાર્ડશોએ સુંદર રીતે પ્રશંસા કરી હતી.

"આજે હિંદની આ કટોકટીનાં કાળમાં હિંદને હીટલરની જરૂર છે." મુંબઇનાં મુસ્લિમ વિદ્યાર્થીઓ સમક્ષ હિંદની પરિસ્થિતિ ઉપર બોલતાં શ્રી. ઝીણાએ ઉપર મુજબ હીટલર વિષે ઉલ્લેખ કર્યો હતો.

"જ્યારે એ બોલવા ઉભો થાય છે, ત્યારે એનો સાદ ઉંચો બની જાય છે. ધીમે ધીમે શ્રોતાજનોની ઉપર એ જાદુઇ અસર કરતો જાય છે. આખી યે મેદનીને ડોલાવે છે. એ બોલતો હોય છે, અને શ્રોતાનો સમૂહ એ વાણીપ્રવાહમાં હર્ષ અને ઉન્માદભેર ન્હાય છે. કિસાનોની કુમારિકાઓ, મજૂરની ઓરતો, યુનીવર્સીટીનાં પ્રોફેસરો, સંસ્કારશીલ પુરુષો, અને જુવાનો—હીટલરની વાણીનો પ્રખરતાથી અંજાઇ જાય છે. એનાથી અનેકગણા અભ્યાસી એવા પુરુષોની સમક્ષ એ વિશ્વાસભેર બોલ્યે જાય છે. હીટલરની બોલવાની છટા, અને હલનચલનમાં નાટકી તત્ત્વો છે. જ્યારે એ વ્યાખ્યાન કરે છે, ત્યારે કોઇ સ્વપ્નમાં ઉડતો માનવી જાણે બોલતો હોય એવો આભાસ થાય છે. એનું વ્યક્તિત્વ અજબ અને અલૌકિક છે. એની વાગ્ધારાને અંતે હીટલરનો હાથ નીચે આવે છે, અને શ્રોતાજનો મોહનિદ્રામાંથી જાગે છે, અને આકાશ તાળીઓના ગડગડાટથી ગાજે છે. હીટલરના અંતીમ હાસ્યમાં, આખા યે વ્યાખ્યાનમાં એણે બજાવેલા સુંદર પાઠનો આત્મસંતોષ દેખાય છે. એ થંભે છે, અને એની ઉપર પુષ્પોની વૃષ્ટિ થાય છે. હીટલર ફેસીસ્ટ સલામ ઝીલે છે. મોટી મેદની એ પુરુષને માટે માર્ગ કરે છે. જ્યાં સુધી હીટલરની જબાનનાં તાર ઝણઝણે છે અને માનવીઓને મંત્રમુગ્ધ કરે છે, ત્યાં સુધી એ રાષ્ટ્રીય સમાજવાદી પક્ષની નેતાગીરી એની અચૂક છે.

પ્રો. બ્રુમર જેઓ રાષ્ટ્રવાદી છે, તેમણે હીટલરને જોઈને લખ્યું હતું કે: "એનાં પહેલાં દર્શનથી મને હીટલરની બુદ્ધિની સતેજતાએ નહિ, પણ એનાં ઊર્મિભર્યાં વાણીપ્રવાહે આકર્ષ્યો. વ્યાખ્યાનને અંતે ખૂબ સંતોષ હીટલર અનુભવે છે. એ ચહેરો અને ખોપરી જાતીય અધમતા દર્શાવે છે. એનાં મુખ ઉપરથી જાતીય પવિત્રતાનો અંશ માત્ર ખ્યાલ નથી આવતો. એનું ભાલ નીચું છે, એનું નાક બેડોળ છે, અને એનાં કપોલનાં આસ્થ પહેળાં છે."

"નોર્ધન રેઇસ'નો સિદ્ધાન્ત જન્માવનાર હીટલરને પાંચ મિનિટ અવલોકતાં ખાત્રી થાય છે કે એ જ હીટલરમાં જાતીય પાવિત્રતાનો અભાવ દેખાય છે. હીટલર વિચિત્ર અને ઉદ્ધત છે. નેતાગીરીના આત્મવિશ્વાસની હીટલરમાં ખામી છે." હેર માંટનબર્ગ નામનો હીટલરનો અનુયાયી હીટલર ઉપર એવો મત ધરાવે છે.

"૧૯૩૦ નાં નાઝીઓના વિજય પછી હીટલરના જુનકાળના સાથીદાર કેપ્ટન એહરાર્ટે હીટલર વિષે લખતાં જણાવ્યું હતું કે "ઇતિહાસની કિતાબોમાં ઝળકતા રસ્મુખત્યારોનાં ઘણાં તત્ત્વો હીટલરમાં તરી આવે છે. એની બોલવાની છટામાં સીઝરની છાપ છે. જાહેર મતને ઠોકર મારી મુસોલીનીની માફક એકલા દોરવાની તાકાત હીટલરમાં નથી."

હીટલરને હજારો જર્મનો જર્મનીનો રાજકીય ફિરસ્તો કહે છે, કેટલાય એને ઇટવેદ તરીકે પીછાણે છે, લાખો જર્મન પ્રજાજનો હીટલરની પ્રવૃત્તિમાં જર્મનીની આશાનાં કિરણો દેખે છે. હીટલરની લોકપ્રિયતા અને નેતાગીરી શાને આભારી છે? એના વીજળીભર્યા, પ્રખર વાણીપ્રવાહે એને આ સ્થાન અપાવ્યું હશે? પતિત અને પરાજિત થયેલા જર્મનીના અંતરનો પડો સમાનતાની જાહેરાત કરી ગગનભરગો પાડયો. જર્મની જે વાંછતું હતું, એનું વફાદાર પ્રતિબિંબ હીટલરે પાડ્યું

કાઉન્ટ કાર્લો કહે છે કે: "હીટલર એ એમનો સાચો નેતા છે, અથવા એમની નેતાગીરી કરી શકશે. એની ખાત્રીથી લાખો જર્મનો એને મત નથી આપતા. પરંતુ હીટલરની ઉગ્ર વાણી એ જર્મનોને મુગ્ધ કરે છે. "ભૂતકાળના કરારોનો હું વિનાશ માગું છું. નવા જગત તરફ હું મારા રાષ્ટ્રને લઇ જવા ધારું છું."

"હીટલરનો ઉદય જર્મનીનાં અધભૂખ્યા, અને બેકાર સ્ત્રી પુરુષોને આભારી છે." પ્રોફેસર આઇન્સ્ટાઇને હીટલર વિષે લખતાં ઉપલો અભિપ્રાય દર્શાવ્યો હતો.

નૂતન જર્મની, અને જર્મનીનું નવું માનસ જે ઝંખે છે, એનું ચાંચલ્ય હીટલર આજે દેખાડે છે. લાખો માણસોનાં આંતરિક આશા અભિલાષોની દાંડી પીટનાર હીટલર છે. હીટલરે જ એક વાર પોતાને જર્મનીના 'ઢોલી' તરીકે ઓળખાવ્યો હતો. હીટલરના અનુયાયીઓના મોટા ભાગે તો આધ્યાત્મિક લંગર દૂર ફગાવી દીધાં છે. લાખો નરનાર એના સંઘમાં એવાં છે કે જીવન પ્રલયને કાંઠે આવીને ઉભાં હોય. એવાં અસંખ્ય જર્મનોને આજની સંસ્કૃતિ રક્ષણ નથી આપતી, પણ હાનિ કરે છે. ગગનચુંબી કારખાનાઓનાં ભૂંગળાં કદાપિ જગતનો અંત લાવી દે એવી શંકા આજે યંત્રથી આકર્ષાયેલા લાખો જર્મનોને થાય છે. સીધું અને સરળ તર્કશાસ્ત્ર અને બુદ્ધિવાદ નહિ પણ ઊર્મિ ઘેલછા એવાઓને ખેંચે છે. મૂંઝાયેલા એવા માનવીઓ ફિરસ્તો માગે છે. માનવી દુઃખ અને વેદનાને ભૂલવા અફીણ જેવા પદાર્થો વેચાતું પસંદ કરે છે. હીટલર જેવા ધૂની અને જોરદાર માણસના હાથે વપરાયેલ દવામાં અફીણ હશે, પણ એવું અફીણ આજ જર્મની માગે છે. સત્ય પ્રદેશને પચે નહિ, પણ ભ્રાંતિમાં એ જીવવા ઇચ્છે છે.

મહાવિગ્રહ પહેલાં જર્મની સિદ્ધાન્તવાદી હતું. કેન્ટનાં નીતિશાસ્ત્રની

આના અનુસરવા જર્મનીનાં લોક ઇચ્છતા, પણ પરાજયે જર્મનીનાં માનસમાં મહાન પરિવર્તન આણ્યું છે. "જર્મનીની પ્રજા એટલે તત્ત્વવેત્તાઓ અને તત્ત્વશોની ભૂમિ." કેન્ટ, હેગલ, શોપનહોર, નીત્શેની એ ભોમ આજ હીટલરનાં પડકારે ફરી શસ્ત્ર સજવા, સમશેર ખણખણાવવા ઝંખે છે. ધાર્મિક ફરમાનની અસર આજ નૂતન જર્મની ઉપર નથી. હીટલર જર્મનીનું પતન દેખાને જર્મનીનાં લોક પાસે આપત્તિકાળની દાંડી પીટે છે. જર્મનીનાં ધૂળ મળેલાં આશા અને અભિલાષનો હીટલર ફરી સાક્ષાત્કાર કરવા તલસે છે. એટલે જ જર્મની એનામાં પોતાનો જાગૃત આત્મા નીરખે છે.

જર્મનીના માનસને આજે હીટલર કેમ સ્પર્શે છે? વ્યક્તિવાદ તરફ નહિ, પણ સમૂહવાદ તરફ જર્મનીનું માનસ છે, એમ એ જાણે છે. "વ્યક્તિવાદનો આવિર્ભાવ "પ્રજાના અને જનસમૂહના કલ્યાણથી જ થશે. આખીયે પ્રજાની પ્રગતિમાં જ વ્યક્તિનો ઉદય નિર્માયો છે" હીટલર એમ આખીય જર્મનીની પ્રજાને એક રાષ્ટ્ર અને એક પુરુષ થવા દઢાવે છે. ફ્રાન્સની પ્રજાને મન રાજ્યરક્ષણ કરનાર સંસ્થા છે. ઇંગ્લીશમેનને મન રાજ્ય એક કલબ છે. જર્મનીના હૃદયમાં રાજ્યનું કાર્ય જુદું છે. સુષ્પ્તને કોઇ ઉચ્ચ આદર્શનો સાક્ષાત્કાર કરવા ઉભેલી સંસ્થા એ રાજ્ય એમ જર્મની માને છે. આજે જર્મનીનો પ્રજાજન જર્મનીના વિજયથી વિજયી થવા ઇચ્છે છે. પ્રજાનાં કાર્ય દ્વારા લાખો જર્મનો આજે અમર થવા તલસે છે. પ્રજારૂઢ અને રાષ્ટ્રીયત્વની ભાવના જર્મનીની ઉચ્ચ છે.

જર્મનીનો એકેએક પ્રજાજન હીટલરમાં, એનાં કાર્યમાં પોતાને અને આખા યે રાષ્ટ્રને જાગૃત અને અમર થયેલો માને છે. એ પ્રજાકીય પ્રગતિને મોખરે છે. પણ એમનામાં હીટલર એક છે. મહાવિરાટ

પહેના સામાન્યમા સામાન્ય, અને શૂન્યથીએ નાનો એ માનવી આજે જર્મનીનો પ્રાણાધાર છે. જર્મનીનો એ યુગપુરુષ છે. હીટલરના જીવનની ઉદ્દતાઇ અને શબ્દોની ઉગ્રતાએ એને વધારે લોકપ્રિય બનાવ્યો છે. લોકો આજે એવા ટીટલરને વદે છે, કારણકે એનાયે માનસમા જર્મની પોતાનું પ્રતિબિંબ નીરખે છે. જર્મનીના પ્રજાજનો હીટલરે કરેલા બધા જ જાહેરનામાઓને અને નિવેદનોને મૂક સમતિ આપે છે. એ મૂક સંમતિ જાહેર કરે છે કે હીટલર જર્મનીના રાજકીય જીવનમા આજે અનિવાર્ય વ્યક્તિ છે.

પતિત અને પરાજિત એવુ મહાવિગ્રહ પછીનું જર્મની ગુલામી તરફ, અને આતરશોધ તરફ જઇ રહ્યુ હતુ. નિરાશા અને અધકારમા ઉભેલુ જર્મની આતરમુખ થતું હતું આતરમુખ સ્થિતિમા જર્મનીને એની વેદનાનું મૂળ વર્સેલીના કરારમા દેખાયુ, એના પરાજયમા લાગ્યુ. નવા સ્વર્ગની આગાહી કરનાર હીટલરને જર્મનીએ પ્રતિનિધિ માન્યો. હીટલરની મહત્તા એક સવારે અકુરની જેમ અચાનક ફૂટી નહોતી નીકળી. વર્ષો પહેના, વિગ્રહથીએ પહેલા હીટલરે એના જબ્બર વ્યક્તિત્વની ઉડી છાપ ઘણા ઉપર પાડી હતી. વિગ્રહમા સેનાની બનવાના કોડ ધરનાર હીટલરની પાસે સલાહ લેવા કોઇ નહોતું આવતું એની બુદ્ધિની પરીક્ષા કોઈ કરશે કે હીટલરનો ઉદય એ એની અગમ્ય બુદ્ધિમા નથી

હીટલર એના આદર્શોનો, રાજકીય સિદ્ધાન્તોનો, અને વિચારોનો મહાન ફેરીઓ છે શેરીએ શેરીએ, રાત અને દિવસ, ખૂણેખૂણે ઉચે અવાજે એના રાજકીય માલની હીટલરે ફેરી કરી છે એ ફેરીના કાર્યમા હીટલરે અમેરિકન વેપારીથી યે વધારે માર્યકુશળતા દેખાડી છે. એના આત્મવિશ્વાસ, અને વાણીની પ્રખરતાએ લાખોને મોહજાળમા

નાખ્યા છે. એની રાજકારણી વાતોની કક્ષા અભણ અને અસંસ્કારી માનવીની કક્ષાએ લાવીને, હીટલરે રાજકારણને સામાન્ય કિસાનની યે પાને સુગમ્ય બનાવી દીધું છે.

ભયની સામે થઇ જોખમ ખેડીને હીટલરે રાજકારણમાં પ્રસંગો શોધ્યા છે. દેવદૂતોને ય જે માર્ગે પગ મૂકતાં ભય લાગે એવા માર્ગો હીટલરે વીંધ્યા છે. લાખો જર્મનોના જનસમૂહને આકર્ષી, હીટલર આજે કીર્તિશિખર ઉપર ઉભો છે. એનો એક શબ્દ આજે જર્મનીમાં ફરમાનથી યે વધારે તાકાત ધરાવે છે. સેનાનીના શબ્દોમાં શંકાને જરા પણ સ્થાન ન હોય એ તાલીમ હીટલરે જર્મન પ્રજાને આપી છે. "સત્તા અને એની જવાબદારી એક જ માનવીના હાથમા હોવા જોઇએ. એક જ પુરુષને આપ્યા પ્રજાના હિતચિંતનનો અધિકાર અમુક સમયે આપ્યા વગર અન્ય રસ્તો નથી." સરમુખત્યારીની આવી તત્ત્વવિદ્યા હીટલરે આજે ઘડી છે.

જર્મનીના રાજકારણમા હીટલરનો મોટો વિશેષ હિસ્સો એ છે કે એણે જર્મનીને ભારપૂર્વક કહ્યું છે કે એનો રાહ સાચો છે, અન્ય જર્મની ઉંધે માર્ગે છે. હીટલરની માન્યતાઓમાં એની વેધકતા છે. એ માન્યતાઓને જીવના જોખમે એણે જાળવી છે.

હીટલરનું જીવન અને કાર્ય હજુ વિકસવાનાં બાકી છે. ઇતિહાસમાં એનું સ્થાન કેવું હશે એ આજ કહેવું મુશ્કેલ છે. છતાં ય આટલું સત્ય છે કે હીટલરની મુસોલીનીની સાથેની સરખામણી એ ઠીક નથી. મુસોલીનીએ મુત્સદ્દીગીરી યુરોપને દેખાડી છે. એની પાસે રચનાત્મક યોજનાઓ છે. ઇટલીની પ્રજાને આજે એ ઘડે છે, અને એના જર્મ-સોનેય એ ખેંચી રહ્યો છે. અમુક અંશે હીટલર જર્મન રાસ્પુટીન જેવો છે. રાસ્પુટીને ઝારીના ઉપર, અને ઝારના કુટુંબ ઉપર જાદુઇ અસર

ફરી, રશિયા ઉપર મોહજાળ પાથરી, એમ આજે હીટલરે હીટલરવાદની, નૂતન પ્રજાવાદની, ચાદર ખીછાવી છે. હીટલર રાસ્પુટીનની જેવો વ્યભિચારી બેશક નથી. હીટલર અને રાસ્પુટીનમાં 'જબ્બર વ્યક્તિત્વ' 'અવર્ણનીય કંઇક' હતું કે જેને લીધે જર્મની અને રશિયાની કરોડો પ્રજાના જીવનતાર ઉપર એ વર્ષો સુધી રમી શક્યા.

જર્મન રાઇશનો હીટલર ચાન્સેલર છે. નવેમ્બરમાં થયેલી ફરી ચૂંટણીમા ૯૫ ટકા જર્મન મતદારો એની પછવાડે ઉભા રહ્યા હતા. મારા એક મિત્ર જે હમણા જ જર્મનીમાંથી પાછા આવે છે, એમણે એ ચૂંટણી વિષે બોલતા કહેલું "જર્મનીને મરણનો ભય હતો. એ આખી યે ચૂંટણી પ્રજાવાદની હાસી હતી. જર્મનીમાં આજે સાચી શાંતિ નથી, સ્મશાન શાંતિ છે." હીટલરના અનુયાયીઓ એની પાસેથી મહા ચમત્કારોની આશા રાખે છે. હીટલર એ વિનાશક શક્તિ છે. હીટ-લરમા જલાવી નાખવાનું બાળ છે. હીટલરના પ્રકારના રાજકારણમાં રમેલા પુરુષો કદીય મુત્સદ્દી નથી જ હોતા. જ્યારે દેશ વેદનામાંથી પસાર થતો હોય તેવે સમયે એવા પુરુષો અનિવાર્ય છે. રાષ્ટ્ર ફરી જ્યારે સ્થિર થશે, શાંતિ તરફ વળવા માગશે ત્યારે હીટલર માત્ર પૌરાણિક નામ જ રહેશે. એનો કાર્યક્રમ જર્મનીની કંગાળ પ્રજાની પાસે આશાનું એક કિરણ ધરી શકતો નથી. હીટલર એ મહા જુલમગાર છે, જબ્બર જુગારી છે, ભવ્ય ખેલાડી છે, પ્રચંડ વિનાશક છે. એનામા સાચી મહત્તા નથી. જર્મનીના આપત્તિ કાળમા ક્ષણિક ચમકી જવા, ઝબકી જવા હીટલર આજે તારની જેમ યુરોપીય રાજકારણમાં ઉભો છે. હીટલરનું સ્થાન જગતના વિધાયકોની જગતની મહા વિભૂતિઓની નામાવલિઓમાં નહિ હોય. જર્મનીને નિષ્પ્રાણતામાંથી, ઉંડી નિંદરમાંથી હીટલરે જગાડ્યુ. જર્મનીને આબાદીને માર્ગે અને રાષ્ટ્રવિધાનને રાહે લઇ જવા હીટલર અસમર્થ છે

## જર્મનીનો શસ્ત્રસરંજામ

જર્મનીને સદાકાળને માટે નિઃશસ્ત્ર, પતિત, નિર્માલ્ય અને ગુલામ રાખવાની અધમ યોજના વર્સેલીના કરારનામામાં હતી. જે જર્મનીના સશસ્ત્ર સૈનિકે યુરોપની ધરણી પર જર્મન સામ્રાજ્યને માટે લડતા હતા એવા જર્મનોને આયુધ વિહોણાં કરવાનો એ કરારનામાનો હેતુ હતો. શ્રમિત, નિરાશ, અને કંટાળેલા હદયે એ અસહ્ય કરારનામું જર્મનીએ બળતા હૃદયે સ્વીકાર્યું હતું. પણ એ કરાર પાળવાની ઇચ્છા અને ગાંભીર્ય જર્મનીના રાજસત્તાધારીઓના નહોતા. 'જર્મન મીલીટારીઝમ' આજે સૈકાઓથી યુરોપમાં જાણીતું છે. લાદવામાં આવેલા આવા કરારો અને ગુલામીખતો કઇ સ્વમાનપ્રેમી પ્રજા પાળી શકે?

મહાયુદ્ધનો અંત આવ્યો. લૂંટના માલની વ્હેચણી થઇ. યુરોપનો નકશો નવો બનવવામાં આવ્યો. લડાઇનાં સમયમાં કરેલા કરોડનાં દેવા ભરપાઇ અમેરિકાને કેમ કરવાં એનો ઇગ્લંડ, ફ્રાન્સ, ઇટલી, વિચાર કરતાં હતાં. મહાવિગ્રહમાં જાનમાલની, સંપતિની જે ખુવારી થઇ તેને મેળવતાં પેઢીઓ જશે. પણ જે દહાડે સંધિ થઇ તેજ પળથી યુરોપની પ્રજાએ ખાનગી રીતે લડાઇની તૈયારીઓનો આરંભ કરી દીધેલો. પ્રજા સંઘ જે દુનિયાની પ્રજાઓમાં શાંતિની ભાવના વિસ્તારવા માટે સ્થપાયો મે જ પ્રજાના પ્રતિનિધિઓ જ્યારે જગત શાંતિની યોજનાઓ કાગળ પર ચિતરતા હતા ત્યારે જ એમના જ દેશની સરકાર શસ્ત્રસરંજામની

પડખાડે યુદ્ધ પહેલાંના સમય કરતાં વિશેષ ખર્ચ કરી રહી હતી. ઇંગ્લેન્ડ, ઇટલી, ફ્રાન્સ અને બીજા યુરોપનાં અનેક દેશો જ્યારે નવી મનવારો, તોપો, સબમેરીન, ટોર્પેડો, ટેન્ક, એરોપ્લેનની પાછળ જંગી યોજનાઓ કરી ભાવિ લડાઇમાં વિજયી બનવાના કોડ સેવતાં હતા, ત્યારે એ દેશોની વચમાં ઉભેલ જર્મનીને પ્રજાઓની મધ્યમાં જીવવું હોય તો નિઃશસ્ત્ર કેમ રહી શકે ? યુરોપની મહાપ્રજાઓની હરોલમાં ઉભીને જર્મનીએ ટટ્ટાર રહેવું હોય તો જર્મની હવે આદરપૂર્વક વર્સેલીનાં કરારોને પાળી શકે એમ નહોતું. જર્મનીની એ નિઃશસ્ત્ર સ્થિતિ ચાલુ રહે તો ભરખાઇ જવાનો એનો ભય સાચો હતો. "કરારનામાં એ તો છેવટે કાગળના ટુકડા છે" એમ જર્મનીએ માનવું શરૂ કર્યું. જર્મનીએ સશસ્ત્ર થઇને વર્સેલીનાં કરારનામાનો ખુલ્લી રીતે ભંગ કર્યો છે એ વાત આજે જાણીતી છે.

હીટલરનાં આગમન પછી શસ્ત્રસરંજામની યોજનાને વધુ વેગ મળ્યો છે. ૧૯૩૩માં જગતની શસ્ત્રસન્યાસ પરિષદમાં જર્મનીએ જગતનાં પ્રતિનિધિઓની પાસે જોરદાર દલીલ કરીઃ "અમે દુનિયાનાં ગુલામ રહેવા માગતા નથી. વર્સેલીનાં કરાર પ્રમાણે બીજા દેશોએ શસ્ત્રો ઓછાં કરવાને બદલે વધાર્યાં છે, ત્યારે જર્મનીની પાસે એ કરારની કસમ પળવવાનો આગ્રહ કરવો એ મિથ્યા છે, એ ભ્રમ છે. જર્મની એવી અપમાનતાનાં દરજ્જા ઉપર એક પળ પણ રહેવા માગતું નથી. દુનિયાની બીજી પ્રજાઓની સમક્ષ અમે સમાન તરીકે ખડા રહેવા માગીએ છીએ. અમે જર્મનીનાં શસ્ત્રસરંજામનાં અધિકાર આ પળે પાછા માગીએ છીએ." જર્મનીનાં પ્રતિનિધિની જાહેરાતે જ પરિષદમાં અને યુરોપમાં ખળભળાટ મચાવ્યો, અને જર્મનીને જ્યાં સુધી એ અધિકાર આપવામાં ન આવે ત્યાં સુધી જર્મનીએ પરિષદમાં હાજરી આપવી બંધ કરી. જે અન્યાય જર્મનીને સહન કરવો પડ્યો છે, અને

જર્મનીને હંમેશને માટે 'પરાજિત પ્રજા' લેખવામાં આવે એ ભાવનાનાં વિરોધ તરીકે જર્મનીએ પ્રજાસંઘમાંથી રાજીનામું આપ્યું. હીટલરના સત્તાનાં સિંહાસને ચડ્યા પછીનું આ જર્મનીનું પગલું અસાધારણ હતું. જર્મનીના રાજીનામાએ યુરોપનાં રાજકારણને ભારે અસ્થિર બનાવી દીધું. યુરોપના પાટનગરમાં જર્મનીનાં આ વલણે ગજબનાક સનસનાટી ફેલાવી. યુરોપનાં વર્તમાનપત્રોની કટારોમાં અનેકવિધ ટીકાત્મક લખાણો આ વલણ ઉપર લખાયાં. હીટલરે જર્મન પ્રજાની આ પ્રશ્ન પરત્વે સંમતિ મેળવવા ચૂંટણી જાહેર કરી. જર્મનીની મોટી સંખ્યાએ હીટલરની વલણને વધાવી લીધું.

જર્મનીનું ઐતિહાસિક શત્રુ ફ્રાન્સ જર્મનીના આ કૃત્યથી ભારે ક્રુદ્ધ બન્યું. ફ્રાન્સના રાજકારણી મંડળોમાં હીટલરનાં આ વલણને ભારે તાજુબી અને ભયથી નીરખવામાં આવ્યું. ઇંગ્લેંડ ઘડીભર શરમે થયું. હીટલરનાં આ કૃત્યની પછવાડે વર્સેલીનાં કરારનામાંને સદંતર ધોઇ નાખી અનાદર કરવાની ભાવના ફ્રાન્સ અને ઇંગ્લેંડને દેખાઇ.

સ્પષ્ટ રીતે મીલીટરી [લડાયક] ન ગણાય એવાં જુવાનમંડળો હીટલરનાં આગમન પછી જર્મનીમાં સ્થપાયા. શાળા અને કોલેજોમાં ફરી લડાયક તાલીમ શરૂ થઇ. 'સ્ટોર્મ ટ્રૂપ્સ,' 'સ્ટીલ હેલ્મેટસ' 'હીટલર યુથ,' 'ગોરીંગ પોલિસ,' એવાં અનેક પ્રકારનાં નામ આપીને હીટલરે લડાયક ભાવના જર્મનીમાં વધારે જાગૃત કરી. હીટલરનાં આવ્યા પછી ફરીથી માર્ક લશ્કરની પછવાડે ખર્ચાયે જાય છે. 'હાઉસ ઓફ કોમન્સ'ની સભામાં સર જોન સાયમને ૧૯૩૪માં જર્મની શસ્ત્રની પછવાડે કેટલું ખર્ચે છે એનાં આંકડા આપ્યા હતા. દૈનિક અખબારમાં જર્મની શસ્ત્ર સરંજામ અને હવાઇ વિમાનોની પાછળ કેટલું મશગૂલ બની તૈયારીઓ કરે છે તેનાં વિગતવાર હેવાલો બહાર પાડવામાં આવે છે. અખબારોમાં હકીકત આવી છે કે જર્મનીમાં ૨૧૦૦ વિમાન-

યુદ્ધનું રક્ષણ શિક્ષણ આપતી શાળાઓ છે, ૯,૦૦૦ તો હવાયુદ્ધના નિષ્ણાત શિક્ષકો છે. 'હવાઇ રક્ષા સંઘ' નામે એક જર્મન સંસ્થા છે. તેનું પત્રક ૫૦,૦૦,૦૦૦ સભ્યો ધરાવે છે. ૧૮,૦૦,૦૦૦ પ્રજાજનોએ હવાઇ રક્ષાનો અભ્યાસક્રમ ખતમ કરી લીધો છે. ૭૦૦૦ તો બોમ્બ-રક્ષિત ભોંયરાં તૈયાર કરવામાં આવ્યાં છે કે જ્યારે જર્મની ઉપર હવાઇ હુમલો કરવામાં આવે, અથવા આકાશમાંથી દુશ્મનો તરફથી બોમ્બ ફેંકવામાં આવે, ત્યારે એ ભોંયરાઓમાં પ્રજા આશ્રય લઇ શકશે. ૧૯૩૩ અને ૧૯૩૪માં જર્મનીએ જેટલું લોઢું અને લાકડું વાપર્યું છે તેના આંકડા પણ જણાવે છે કે જર્મની લડાયક તૈયારીમાં અમાપ ધન ખર્ચી રહ્યું છે એ સ્પષ્ટ બનાવ છે.

કરારનામાં પ્રમાણે જર્મની હવાઇ વિમાનોની તૈયારી ન કરી શકે. જર્મની આજે 'સિવિલ એવીએશન' ખીલવી રહ્યું છે. પરંતુ જેટલા વિમાનો જેનો ઉપયોગ આજે તાર ટપાલ, અને પેસેન્જરો માટે થાય છે, એનો યુદ્ધ વખતે પૂરેપૂરો ઉપયોગ કરી શકાય એવી એ વિમાનોની ખાસ ગોઠવણ કરવામાં આવી છે.

જર્મની બરોબર સમજ્યું છે કે આવતી કાલનું યુદ્ધ તે જમીન ઉપર કે જળ ઉપર ચલાવાનું નથી. કાલનું યુદ્ધ હવામાં જ થશે. હીટલર ચાન્સેલર થયા પછી એની જમણી ભૂજા શા ગોરીંગને હવાઇ ખાતાનો મંત્રી બનાવવામાં આવ્યો છે. ગોરીંગની સૂચનાઓ નીચે હવાઇ વિમાનો બનાવવાની તૈયારીઓ આજે ખૂબ જોરથી ચાલી રહી છે. હીટલરનો મહામંત્રી ગોરીંગ હવાઇ વિમાનોની જરૂરત સબંધમાં લખે છે કે 'શસ્ત્રોથી અને આયુધોથી સજ્જ બનેલાં બીજા દેશોની વચમાં ઉભેલું જર્મની આજે નિઃશસ્ત્ર છે. જર્મની સ્વરક્ષણનો પ્રથમ અધિકાર માગે છે. જર્મનીની પાસે હવાઇ કાફલો નથી આટલા વિશાળ જર્મની ઉપર હવાઇ હુમલો ગમે તે પળે ફ્રાન્સ, ઇંગ્લાંડ કે

શકે, અને જર્મનીની ઐતિહાસિક પ્રજાને તારાજ કરી શકે. અમે આત્મરક્ષણને માટે જરૂરી લડાયક સાધનો ઇચ્છીએ છીએ. જગતની મહાપ્રજાઓએ સમજવું જ જોઇશે કે હવાઇ કાફલા વગરનું નાનું લશ્કર અને થોડાક લશ્કરી જહાજ જર્મનીને આપવા એ જર્મનીની ક્રૂર મશ્કરી છે."

થોડા જ સમય પહેલા જર્મનીના એક જવાબદાર પુરુષે કહ્યું હતું કે "જ્યાં સુધી હાથમાં તલ્વાર ન હોય તો ત્યાં સુધી શાંતિની વાતો કરવી એ બકવાટ છે." હીટલર, ગેરીંગ અને બીજા જવાબદાર જર્મન રાજપુરુષોના ભાષણો અને પુસ્તકોમાં સ્પષ્ટ દેખાય છે કે જર્મની યુરોપ રોષે ભરાય છે છતાં પે, ફ્રાન્સ અને ઇંગ્લાંડની બરોબર વહોરી લડાયક બળ ખૂબ વધારી રહ્યું છે.

હીટલર અને ગેરીંગનાં પ્રાસંગિક ભાષણો, ઇંગ્લાંડ અને બીજાં વર્તમાનપત્રોમાં બહાર પડતા જર્મનીના શસ્ત્રસરંજામની તૈયારીના હેવાલો, પ્રસિદ્ધ થતા જર્મનીના છેલ્લા વર્ષના શસ્ત્રોની પાછળના ખર્ચના આંકડા જર્મની બીજી પ્રજાઓની જેમ આત્મરક્ષણ પૂરતી લડાઇની તૈયારી કરે છે એ નિર્વિવાદીત છે.

એક બાજુથી જર્મનીમાં લડાયક માનસ પ્રગટાવવા સંપૂર્ણ પ્રોત્સાહન અપાય છે, જુવાનોને લશ્કરી તાલીમ અપાય છે, કરોડો પાઉન્ડ આયુધ બનાવવામાં ખર્ચાય છે, અને બીજી તરફ હીટલર જગતશાંતિને માટે જર્મની સદાય તત્પર છે એમ જાહેર કરે છે. સારના વિજય પછીનાં ભાષણમાં હીટલરે કહ્યું હતું કે : "અમે વિશ્વ શાંતિના રક્ષણ માટે અન્ય દેશોના જેટલા જ મક્કમ છીએ."

આ લડાયક તૈયારીની પછવાડે સાચી મનોદશા કઇ છે? જર્મની ખીજા પ્રાંતોને કે બીજા મુલકો સર કરવાની આકાંક્ષા રાખે છે, કે

આ માત્ર આત્મરક્ષણની જ તૈયારી છે? જર્મની ખરેખર ખૂનખાર લડાઇ ફરી માગે છે? જર્મની ફરી એના લાખો બેટાઓને સમરાંગણમા હોમી દેવા શું ઇંતેજાર છે? લડાયક વિદ્યાના જર્મન પ્રોફેસર બાઉતેએ એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે તેની ઉપર 'લંડન ટાઇમ્સ' ટીકા કરે છે કે "સામાન્ય રીતે લડાયક માનસ ન હોય એવું માનસ ઉભું કરવામા અને જન્માવવામા એ પુસ્તક ઉપયોગી છે. લડાઇની અનિવાર્યતાની દલીલોથી એ પુસ્તક ભર્યું છે."

વર્ષ પહેલા ફ્રાન્કફર્ટના એક વર્તમાનપત્રમાં "શાળાઓ અને લડાઇ શિક્ષણ" ઉપર એક લેખ પ્રસિદ્ધ થયો હતો. વિદ્યાર્થીઓને ઉદ્દેશીને એ લેખમા કહેવામા આવ્યુ હતુ કે "આપણામાના બુદ્ધિમાન માણસો જાણે છે કે આપણી આસપાસની પ્રજાઓ કેટલી સશસ્ત્ર છે, અને આપણે કેવા નિઃશસ્ત્ર છીએ? લડાયક સરંજામનો અધિકાર જર્મનીને અપાયો નથી. લડાઇ કરવી એ જ જર્મનીની આજની જરૂરત છે."

લંડન ટાઇમ્સ જર્મનીના બાળકોને જે તાલીમ મળે છે એ વિષે લખે છે કે "એમને દરેક પળે યાદ દેવામા આવે છે કે તેઓ સિપાઇઓ છે. વર્ગમાં અને વર્ગ બહાર જર્મનીના સિપાઇઓએ જમીન અને જળ ઉપર મેળવેલા વિજયથી એમના કાન ભરી દેવામા આવે છે. ઇતિહાસમા, નિબંધ લેખનમા, વાર્તાઓમા, લડાઇ એ વિચાર નિરંતર એ બાળકોની પાસે મુકવામા આવે છે."

જર્મની આ રીતે શસ્ત્રસજ્જ બની રહ્યું છે એ યુરોપનો આક્ષેપ સાચો છે. પણ એમા ગુનેગાર કોણ છે વિજયી કે પરાજિત પ્રજાઓ?

રાષ્ટ્રીય સમાજવાદી અખબારોની કચેરીમાથી ગોરીંગ અને હીટલરની ઓફિસમા લડાયક માનસ સર્જન થાય છે એમ દેખાડી શકાય

એમ છે. પણ જર્મનીએ પ્રજા તરીકે ખપી જવું ન હોય, ધરતી પરથી ભૂંસાઈ જવું ન હોય, તો એનો શસ્ત્રોનો ઉમેરો એ જર્મનીનો ગુનો નથી. ઈંગ્લાંડ અને ફ્રાન્સની લડાયક સરંજામની પ્રવૃત્તિએ જર્મનીને વધારે તૈયારી કરવાનો વેગ આપ્યો છે.

અંતરથી જર્મની લડાઈ માગતું નથી. લડાઈમાં લાખો માણસોને ગુમાવ્યા પછી, સંપત્તિનો અને વેપારનો વિનાશ થયા પછી જર્મની લડાઈની ભીષણ અસર અને પરિણામ ભૂલ્યું નથી. હજુ ય જર્મનીમાં હજારો અને લાખો કુટુંબો અનાથ દશામાં જીવે છે.

જનરલ ગોરીંગે એક સ્થળે કહેલું કે: "અમે લડાઈ ચાહતા નથી. ફ્રાન્સ અને જર્મની એકબીજાને સદાને માટે ભૂંસી નાખી શકે એ એક કલ્પના જ છે. ગયા મહાયુદ્ધનાં ભયંકર પરિણામ, અને લડાઈની વ્યથા આપણે કેમ વિસરી શકીશું?"

જર્મનીનાં જુવાનોની તાલીમ, નવજુવાનોની પાસેથી માગવામાં આવતું શિસ્તપાલન, ભવ્ય સરઘસો, જબ્બર લડાયક દેખાવો, અવિશ્વાસ પેદા કરનારાં ભાષણો એ ઘડીભર જર્મનીની બહારનાં જગતને ભયભીત બનાવે છે. એની પછવાડે ભૂતકાળની અસમાનતાનો માત્ર અસંતોષ અને રોષ છે. જર્મની માત્ર સમાનતા અને સહીસલામતી માગે છે. ઈંગ્લાંડના રાજનીતિનાં વિષયો ઉપરનાં પ્રખર અભ્યાસી અને લેખક "Guide to modern politics" માં જણાવે છે કે જર્મનીએ વર્સેલીનાં કરારનો અનાદર કરી સજ્જ થવા માંડ્યું છે, પણ જર્મની કોઈ બીજી પ્રજાને ભરખી જવા માગતું નથી. જર્મની માત્ર આત્મરક્ષણ અને એનાં શસ્ત્રોનો અધિકાર મેળવવા માગે છે. અને પુનઃ જાગૃત બનેલા જર્મનીની એ અધિકાર ઘોષણાનો આજે કોઈ પ્રજા ઇન્કાર કરી શકે તેમ નથી.

# સારની વિજયયાત્રા

જર્મનીની રૂહાઇન નદીની પશ્ચિમે આઠ માઇનનો જમીનનો એક નાનો ટુકડો છે. સેંકડો વર્ષોથી એ જર્મનીની માલિકી અને હકુમત નીચે છે. ફ્રાન્સ અને જર્મની વચ્ચે ઘણી યે વાર એ જમીનનાં નાના ટુકડાએ રાષ્ટ્રીય ધિક્કારની લાગણી બન્ને પ્રજામાં પેદા કરી છે. જર્મનીની સરહદ પરનું એ જર્મનીનું જાણે દુધમલ બચ્ચું છે. લાખો ટન કોલસા અને લોઢું એ પ્રદેશની ખાણોમાંથી દરેક વર્ષે નીકળે છે. જર્મનીનું એ પરગણું શ્વાસ અને પ્રાણ સમાન છે. જર્મનીના એ અમૂલ્ય પરગણાનું નામ સારબ્રુકન. જે પ્રદેશે યુરોપીય અને જગતભરનાં રાજકારણને ઘણીવાર અસ્થિર બનાવવાની તક આપી હતી એ જ એ સારનો પ્રદેશ કે જેમાંથી મહાન લડાઇ ભભૂકી નીકળવાના જોરદાર ચિહ્નો યુરોપે દીઠાં હતા.

વર્સેલીના કોલકરાર યુરોપનાં ઇતિહાસના અમૂલ્ય બનાવોનું એક નવું પ્રકરણ ઉઘાડે છે લડાઇને અંતે વિજયી પ્રજાઓ 'લૂંટના માલની' વહેંચણી કરવા એકઠી થઇ ત્યારે બીજા દેશોને બચાવે કોઇને ડુંગર, કોઇને અખાત, કોઇને નદી, એમ રાષ્ટ્રસંપત્તિમાં વધારો કરે તેવું મળે એવી વિચારણા થતી હતી લડાઇના અંગ ૫છીનો યુરોપના નાના પરાજિત દેશોને કૃત્રિમ રીતે વહેંચી નાખી નવો નકશો સર્જાઇ ચૂકો હતો. પરાજિત જર્મનીની પાસેથી લડાઇની અંતે એની હારની કિંમ-

તમાં એનાં ચાર પરગણાં આલ્સેસ, લૉરેન, રૂહર અને સાર ખૂંચવી લેવામાં આવ્યાં. જે સારને પોતાની ગોદમાં રાખવાને માટે જર્મનીએ પોતાનાં હજારો જવાન બેટાઓને તોપના મોઢામાં ધરી દીધેલા, એ ખીણનો પ્રદેશ જર્મનીએ ફ્રાન્સ પર ચડાઈ કરીને એનાં કારખાનાંઓને જે જબ્બર નુકશાન કર્યું, તેના બદલામાં ફ્રાન્સને પંદર વર્ષ માટે આપવામાં આવ્યું. માતાના ખોળામાંથી બાળકને છીનવી લેવામાં આવે અને જે આર્તવિલાપ માતાને થાય છે એવી જ વિરહ વેદના આજ સુધી સાર જવાથી જર્મનીનાં હૃદયમાં સળગ્યા કરી છે. પંદર વર્ષ લગી જર્મની એના સાર પ્રદેશને અને સારમાં વસતા જર્મનોને ભૂલ્યું નથી. વર્સેલ્સના કરાર પ્રમાણે ૧૯૩૪ સુધી સારની માલિકી ફ્રાન્સની ગણાય, અને એ પ્રદેશમાં પ્રજાસંઘ તરફથી નીમાયેલા કમીશનની હકુમત રહી. પંદર વર્ષ વીત્યે સારમાં વસતા પુખ્ત વયના જર્મનોની મતગણત્રી થાય અને તેને પરિણામે સાર જર્મનીમાં ભળે, ફ્રેન્ચ પ્રદેશ બને, અથવા આજની સ્થિતિ ચાલુ રહે.

૧૯૩૩માં હીટલર સત્તાને સિંહાસને આવ્યો, ત્યારથી સાર આંતરરાષ્ટ્રીય રાજકારણમાં મોખરે આવીને ઉભું હતું. હીટલરની નેમ નાઝીવાદ જર્મનીમાં જ નહિ, પણ જ્યાં જ્યાં જર્મનભાષા બોલતા જર્મનો વસતા હોય એ બધાને નાઝીવાદની સાંકળે એક કરવાની હતી. કહેવાય છે કે હીટલરનાં સત્તાગમન પછી સારનાં જર્મનોમાં નાઝીવાદનો જબ્બર પ્રચારકાર્ય વ્યવસ્થિત રીતે મોટા ખર્ચે કરીને આદર્યો હતો. હીટલર અને ગોરીંગનાં ભાષણોમાં સારની ખોટથી જર્મનીને ભારે અન્યાય થયો છે, એનો રોષ અને અસંતોષ તરવરે છે જર્મનીનાં એક અને અવિભાજ્ય દેશમાંથી સાર જેવા પ્રદેશને ખૂંચવી લેવાયા પછી જર્મની એ અપમાનનો સામનો કરવા હંમેશાં તત્પર હોય એમ દેખાયું છે.

૧૯૩૫ના જાન્યુઆરીની તેરમી તારીખ એ જર્મની, ફ્રાન્સ અને યુરોપની તવારીખમા મહત્ત્વનો દિવસ છે. સારની મતગણત્રીના પરિણામ ઉપર હીટલરની મનોકાંક્ષાઓના કિલ્લા હતા. સારની ફત્તેહ ઉપર હીટલરે આશાઓના મિનારા ઉભા કર્યા હતા. મહિનાઓ સુધી જાન્યુઆરીની તેરમી પહેલા યુરોપના વર્તમાનપત્રોમા સારના ભાવિની આગાહી થઇ રહી હતી અને એ યુરોપની શાન્તિવાસ્થળીનુ કારણ બને એ યુરોપની પ્રજાઓને ભય હતો. મતગણત્રીના દિવસ પહેલા પ્રજા સંઘના કમિશને અમુક પ્રકારના દેખાવો, અમુક પ્રકારના ચિહ્નો, 'હેર હીટલરની જય!" જેવા નાદોની સામે પ્રતિબંધ મૂક્યા હતા. આશા, ભય, ચિંતા, અને આનંદની મિશ્રિત લાગણીઓથી જર્મનીનુ હૈયુ ઉભરાતું હતું યુરોપે અને ફ્રાન્સે નહિ કલ્પેલું એવુ અપૂર્વ મતગણત્રીનુ પરિણામ જર્મનીની તરફેણમા આવ્યુ. જર્મનીની તરફેણમા ૪૭૭,૦૮૯, ચાલુ શાસનની તરફેણમા ૪૬૬૧૩ અને ફ્રાન્સની તરફેણમા માત્ર ૨૦૮૩ હતા અને મતગણત્રીના પરિણામમા જર્મનીની તરફેણમા ૯૨ ટકા જેટલા મત મળ્યા. કોઇ પણ ધાર્યું જર્મનીમા જોગવા સાથે મત આપ્યા નહોતા

છાતી ઉપરથી છૂટવી લીધેલા બાળકને ગુમાવેલી ગોટા જેવુ બાળક પાછુ મળે અને જે આનંદ અને હૃ નામની લાગણીઓના ઉમંગ આવે એવી લાગણી વિખૂટા પડેલા સારને મેળવતા જર્મનીએ જાન્યુઆરીની પંદરમીએ અનુભવી. જર્મનીના ઇતિહાસમા એ દિન અનોખો અને અપૂર્વ હતો

સારના પ્રજામતના પરિણામના ઉત્સવમા આખા દેશના દેવળોમા મહાનંદ ગાજી ઉઠ્યા. જ્યારે પ્રજામતનું પરિણામ જાહેર થયુ ત્યારે વેટર્નીંગ હોલની ગેલેરીઓ ચિક્કાર ભરાઇ ગઇ હતી બહાર હજુ લુમ્મસને

લીધે સારવાસીઓને જર્મનીની અપૂર્વ જીતનાં સમાચાર વાયરલેસ મારફત પોતપોતાનાં ઘરમાં જ સાંભળ્યા હતા. જાહેરાત થયા પછી થોડી જ મિનિટમાં બારીઓમાંથી હજારો નાઝી વાવટાઓ આકાશમાં ઉડી રહેલા દેખાતા હતા. આજસુધી મનાઈ કરવામાં આવેલા હીટલરની છબીઓનાં ઢગને ખસેડી નાખવામાં આવ્યા અને દુકાનો અને બારીઓમાંની સ્વસ્તિક ચિહ્ન ખુલ્લી રીતે હજારોની સંખ્યામાં સારનાં આખાય પરગણામાં નજરે પડતા હતા. મનાઈ થયેલા "હીટલરની જય!"નાં જયનાદેથી આખું સાર ગાજી ઉઠ્યું. દરેકે દરેક ઘર નાઝીઓનાં વાવટાઓથી પળવારમાં શણગારાઈ ગયા. જર્મનોના ઉત્સાહનાં પૂર આજે માપ્યાં મપાતા નહોતા.

હીટલરે બ્રોડકાસ્ટ કરતાં સારવાસીઓને "રાષ્ટ્રમાતાના આપણાં ગૃહમાં" સહર્ષ આવકાર આપ્યો હતો અને જાહેર કર્યું હતું કે અન્યાયનાં પંદર વર્ષનો અંત આવ્યો છે. સાર પાછું જર્મનીને સોંપાયું તે આખા જર્મનીનો આનંદ, દરેક જર્મન પુરુષ, સ્ત્રી અને બાળકનો આનંદ છે. હીટલરે છેલ્લા પંદર વર્ષમાં સારવાસીઓએ જે બહાદુરી અને હિંમત દેખાડી હતી તે બદલ શાબાશી આપી હતી. અને છેવટે જાહેર કર્યું હતું કે આપણે જગતની શાંતિ રક્ષવા મક્કમ છીએ. જર્મનીની તરફેણમાં મતગણત્રીનું પરિણામ આવતાં નવી પરિસ્થિતિ ઉભી થવાનો ભય ઘડીભર શમી ગયો. પણ સાર જર્મનીની હકુમત અને માલિકી નીચે આવતા એક નવી પરિસ્થિતિ ઉભી થવા પામી. હીટલરનું નાઝીતંત્ર જ્યારથી જર્મનીમાં જોરમાં આવ્યું ત્યારથી જર્મનીએ ન જોયેલા એવા, સુધરેલા દેશોમાં ન બને એવા પ્રસંગો જોયા. હીટલરના સત્તા ઉપર આવવાથી યાહુદીઓ અને સમાજવાદીઓની સામેની હીટલરની જેહાદથી ત્રાસીને ૧૯૩૩માં જ હજારો યાહુદીઓ, ઉદારમતવાદીઓ અને સામ્યવાદીઓ સારના મુલકમાં જઈને વસેલા.

મતગણત્રીનું પરિણામ જર્મનીની તરફેણમાં જાહેર થતાં ચાળીસ હજાર જેટલા હીટલરની ગુંડાગીરીથી ત્રાસેલા જર્મનો ફ્રાન્સની ભૂમિનો આશરો લેશે એમ ૨૫મી જાન્યુઆરીએ માનવામાં આવતું હતું.

પ્રજામતની જાહેરાત થતાં સારમાં રહેતા જર્મન યાહુદીઓ, સમાજવાદીઓ અને સામ્યવાદીઓનો પ્રવાહ ફ્રાન્સની ભૂમિ તરફ ચાલુ થયો. સારની સરહદ છેક માલમિલ્કત, પૈસા છોકરાંને લઈને સંખ્યાબંધ સારવાસીઓ, માનનો મુલક છોડી ફ્રાન્સમાં વસવા નાસી છૂટતા હતા. હીટલર એક પણ જર્મન પરદેશી સત્તાનો આશ્રય લે એમ ઈચ્છતો નહોતો. સારમાં હરેક જર્મન એના ઝંડા નીચે રહે અને નાસી ન જાય એવા હુકમો હીટલરે છોડ્યા હતા. જર્મન સારવાસીઓનો પ્રવાહ જોઈને મો. ફ્લેન્ડીનને કહેવડાવ્યું: 'સારમાં વસતા જર્મન પ્રજાજનો ફ્રાન્સના મુલકમાં નાસીને આવે છે. નાસીને આવનાર એ પ્રજાજનોને તમે આશરો આપો છો. જર્મની એ હીજરતીઓને પાછા માગે છે."

ફ્લેન્ડીને જવાબ આપ્યો "જર્મનીનો મુલક છોડીને નાસી આવનારા અને હીજરત કરતા જર્મનોને ફ્રાન્સની રાજસત્તા રક્ષણ આપવાનો હરગીઝ ઇન્કાર નહિ કરે." હીટલરે મો. ફ્લેન્ડીનને વધારે કહેવડાવ્યું. "નાસી આવેલા હીજરતીઓને અમને પાછા સોંપો." ફ્લેન્ડીને સ્પષ્ટ જવાબ પાઠવ્યો "ફ્રાન્સની ધ્વજા નીચે રક્ષણ માટે આવેલા કોઈપણ પ્રજાજનને ફ્રાન્સ હરગીઝ આવકાર અને આશ્રય આપશે. નાસી આવેલા પ્રજાજનો તરફ માનવતા દાખવવાનો મોકો ફ્રાન્સ હરગીઝ ચૂકશે નહિ" જર્મનીને વર્સેલીના કરારો મુજબ લગભગ નિઃશસ્ત્ર બનાવવામાં આવ્યું છે. એના શસ્ત્ર સરંજામ ઉપર જબ્બર અંકુશ મૂકવામાં આવ્યો છે. સાર જ્યારે જર્મનીને સોંપાવાનું નિશ્ચિત થયું ત્યારે સારના પ્રદેશમાં આવેલા લડાઈને માટેના કિલ્લાઓ, લશ્કરના ઉપયોગમાં આવે એવી રેલ્વેઓ અને ધક્કાઓનો નાશ થવો જોઈએ. એ રી

ફ્રાન્સ વર્સેલીના કરાર પ્રમાણે એ સરંજામનો મહત્તર વિનાશ માગી શક્યું હતું. મો. ફ્લેન્ડીને આજના અર્થસંકટમાં લાખો પાઉન્ડનો વ્યય ન થાય એ સારું છે એમ માનીને જર્મનીને એ સરંજામના વિનાશનો આગ્રહ કર્યો નથી. હીટલરના સંદેશા અને પત્રોના રીજસ્તીઓના અંગેના વચનમાં ફ્લેન્ડીને સંપૂર્ણ મક્કમ વલણ દાખવ્યું. છેલ્લી ઘડી સુધી નાસી આવેલા સારના હીજરતીઓને હીટલરને સોંપી દેવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો અને સ્પષ્ટ જણાવી દીધું કે "ફ્રાન્સના નેજા નીચે ઉન્નોઇને રક્ષણ મળશે. ફ્રાન્સ આશારે આવેલા તરફ મનસ્તા દેખાડયા વગર રહી શકે જ નહિ." એટલે સાના હીજરતીઓનો પ્રશ્ન પ્રજાસંઘની પાસે જર્મનીએ નિકાલ માટે મૂક્યો છે.

સારને પાછું જર્મનીની સાથે એક કરી મિલાવવાનું સ્વપ્ન જેણે સત્તાધીન થયો ત્યારથી સેવ્યું છે, એ હીટલર હજુ હમણાં જ જર્મનીની ફ્લેગ પડી સાર ભૂમિ જઇ આવ્યો. સારના એ ઐતિહાસિક મુલકમાં હીટલરને જે ગગનભેરી અવાજોથી વધાવી લેવામાં આવ્યો તે હીટલરની મહાન ફતેહ દેખાડે છે. એક લાખ જેટલા માણસોની જંગી મેદનીની સારની ઉંચી અટારીએથી સલામ ઝીલી હતી. આતુર સારવાસીઓની પાસે હેર હીટલરે કહ્યું હતું કે "તમારી મુક્તિની ક્ષણ મળતાં આનંદ થાય છે. આ દિવસ યુરોપ માટે આનંદનો છે, કારણ કે જે બે દેશો ચિંતાતુર હતા એ કોયડીનો પ્રસંગ હવે દૂર થયો છે. આપણે આશા રાખીએ છીએ કે આપણા મહાન પાડોશી પણ શાંતિની શોધમાં આપણી સાથે થવા તૈયાર છે. બન્ને રાષ્ટ્રો માટે હાથમાં હાથ મીલાવવાનું અને શાંતિની આડે આવનાર બધા અંતરાયોને દૂર કરવાનું શક્ય બનવું જોઇએ. મુત્સદ્દીઓ સમજી લે, રાષ્ટ્રના ટુકડા થઇ શકેજ નહિ કેઇ પણ દસ્તાવેજ કરતાં પ્રેમ વધારે બળવાન ચીજ છે. આજે આપણે યુરોપ

માણીએ છીએ, આવતી સાલે ફરી આપણે આપણા મહાન દેશના માટે કાર્ય કરતાં થઇ જઇશું. રાષ્ટ્રના ઘડતરમાં તમારા અમારી સાથે આવવાથી ગૌરવ થવું જોઇએ." ઉપર પ્રમાણેનું યાદગાર વ્યાખ્યાન રેડીયો મારફત હેર હીટલરે માર્ચની ૧ લી એ આપ્યું હતું.

૧ લી માર્ચની ૧૯૩૫ના દિવસે લીગ કમિટીના સભ્યો અને ગૃહમંત્રી ફ્રીક તરફથી લીગના નિર્ણય મુજબ સાર આખું જર્મનીને પાછું સુપ્રત થયું હતું, અને એ પ્રકારની ખરડા પર સહી લેવામાં આવી હતી. ગૃહમંત્રી મી. ફ્રીકે રેડીયો મારફત ધ્વજ ચડાવવાનો હુકમ કર્યો હતો અને સારના નવા ટાઉન હોલ આગળના ધ્વજમંડપ ઉપર જર્મન ધ્વજ ફરકતો હતો. આખી યે વિધિ દરમ્યાન લોકોની મોટી મેદનીએ આકાશ જયનાદોથી વીંધી નાખ્યું હતું, અને જર્મનીના સારથી હીટલરનાં દર્શન કરવા બધા રસ્તા ઉભરાઇ ગયા હતા. દર્શનોત્સુક ટોળાંઓમાંથી એક જ અવાજ સંભળાતો હતો: "અમારે અમારો નેતા જોઇએ છીએ." સારનાં લોક પંદર વર્ષ પછી ખરો આનંદોત્સવ ઉજવી રહ્યાં હતાં, ગાંડા બની સ્વમાનની મિજલસ માણી રહ્યા હતા.